# ઠંડી ક્રૂરતા

અને

# બીજાં નાટકો

ધૂમકેતુ

દોઢ રૂપિયો

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ.




[ પ્રથમાવૃત્તિ ]



પ્રકાશક

ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી;
ખાનપુર. . . . . અમદાવાદ.

મુદ્રક :

મણિલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાચકુવા . . . અમદાવાદ.

## પ્રસ્તાવના

આમાંનું પહેલું નાટક 'ઠંડી ક્રૂરતા' શારદામંદિર, અમદાવાદ, અને ગુજરાત કૉલેજ બન્નેમાં સફળ રીતે ભજવાયું હતું બીજાં એ નવાં લખેલાં હોઈ હમણાં જ ઉમેર્યાં છે.

ધાર્યા કરતાં આ પુસ્તક ઘણું મોડું બહાર આવી શક્યું. કારણ કે બીજાં ઘણાં કામ આડે એ ટોલ્લે ચડી ગયેલું. આના પછી 'પરશુરામ ને બીજાં નાટકો' 'કવિ નર્મદ ને બીજાં નાટકો' અને 'નવી નારી ને બીજાં નાટકો' તુરતમાં બહાર પડશે.

નવેમ્બર; ૧૯૪૨.
ખાનપુર
અ મ દા વા દ.

ધૂમકેતુ



## લેખકનાં
### બીજાં પુસ્તકો

ચૌલાદેવી [ બીજી સચિત્ર આવૃત્તિ ]
રાજસંન્યાસી
કર્ણાવતી
પરાજય
અજિતા
મલ્લિકા
રાજમુગટ [ બીજી આવૃત્તિ ]

•

તણખા [પાંચમી આવૃત્તિ]
તણખા ૨ [ ત્રીજી આવૃત્તિ ]
તણખા ૩ [ બીજી આવૃત્તિ ]
તણખા ૪ [ બીજી આવૃત્તિ ]
અવશેષ [ બીજી આવૃત્તિ ]
પ્રદીપ [ બીજી આવૃત્તિ ]
ત્રિભેટો

•

જીવનચક્ર [ બીજી આવૃત્તિ ]
સર્જન અને ચિંતન
જલબિંદુ
રજકણ [ બીજી સચિત્ર આવૃત્તિ ]

•

પગદંડી
પાનગોષ્ઠિ
હેમચંદ્રાચાર્ય
નેપોલિયન [ બીજી આવૃત્તિ ]
પરશુરામ [ બીજી આવૃત્તિ ]
પડઘા [ બીજી આવૃત્તિ ]
એકલવ્ય ને બીજાં નાટકો [ બીજી આવૃત્તિ ]

# ઠંડી ક્રૂરતા

[ 'તણખા મંડળ ચોથા'માં પ્રગટ થયેલી 'ઠંડી ક્રૂરતા' એ નામની નવલિકા ઉપરથી આ નાટિકા યોજનામાં આવી છે અમદાવાદમાં 'શારદામંદિર'ના વાર્ષિક ઉત્સવ સમયે એની તખતા ઉપર ફત્તેહચંદ રજૂઆત પણ થઈ ચૂકી છે. ]

# પ્રવેશ પહેલો

[ દીવાનખાનાની સજાવટમાં સ્થળ પ્રમાણે થોડો ફેરફાર થઇ શકે: બીજી રીતે કોઇ પણ ગૃહસ્થનું દીવાનખાનું—ખાસ 'Taste' વિના સજવા ખાતર સજેલું—લઇ શકાય. એમાં યૂરોપિયન સ્ટાઇલનું ટેબલ ને છેલ્લામાં છેલ્લી ફેશનનું ફર્નિચર ગમે તેમ ગોઠવી શકાય. સમય: ચા પીવાનો સમય. એક તરફ નોકર ને જશોદા ઊભાં હોય છે. ]

ચંદુલાલ

( જરાક ખુરશીમાંથી બેઠો થતાં ) હલ્લો! રમેશકાન્ત!

[ સામેથી રમેશ આવે છે. તે ડોક્ટર છે. ]

રમેશ

Well, શેઠસાહેબ, આપે મને આજે અત્યારમાં યાદ કર્યો? કાંઈ જરૂરી કામ હોય એમ લાગે છે.

ચંદુલાલ

ખાસ—ખાસ તો નહિ, પણ ઘણા અનુભવને અંતે

મને લાગ્યું છે કે આ જમાનામાં બે જણને પૂછ્યા વિના તો એક ડગલું પણ ચાલવું નહિ.

રમેશ

એવાં બે કોણ ભાગ્યશાળી—કે જેમને પૂછ્યા વિના આપ જેવા પણ ડગલું ન ભરે?

[ પાસે ખુરશી ખેંચીને બેસે છે. ]

ચંદુલાલ

માથે એટલી જંજાળ છે કે એમ કર્યા વિના છૂટકો નથી; છતાં ઘણી વખત ગલતી થઈ જાય છે. ઘણી વખત, કંપની 'લીક્વીડેશન'માં જલ્દી જાય એમ 'મેનેજમેન્ટ' કરવાનું હોય છે અને હું એનાથી ઊંધું જ કરી બેસું છું! એટલા માટે આ જમાનામાં, હરકોઈ ધંધાદારી માટે બે વ્યક્તિઓ અનિવાર્ય : એક ડોક્ટર . . . બીજો વકીલ.

[ વકીલ મી રાહુલ પ્રવેશ કરતા દેખાય છે. ]

ચંદુલાલ

હલ્લો, વકીલ સાહેબ, અમે આપનું જ સ્મરણ કરીએ છીએ.

રાહુલ

પ્રભાતમાં જ?

ચંદુલાલ

કેમ પ્રભાતમાં નહિ? ખરી રીતે તો, અમારા એક સગા કહેતા હતા તે વાત સાચી લાગે છે. એ કહેતા હતા કે, આ જમાનામાં પ્રાતઃસંધ્યા એટલે ડોક્ટરનું દર્શન. સાયંસંધ્યા એટલે વકીલનું દર્શન. સવારે ડોક્ટરને સંભારવા—સાંજે વકીલને.

રાહુલ

કદાચ, આ જમાનાને હજી હવે આપણે સમજતાં શીખીએ છીએ. પણ બોલો સાહેબ, પેલી નોટિસ આવી છે—સુહાસિનીની, એને જવાબ આપી દઉં છું : 'ભરણપોષણ નિયમિત મળશે.' કેમ ? બરાબર છે ના ?'

ચંદુલાલ

બરાબર છે.

રમેશ

શેઠાણીને ઘર ચલાવતાં ન આવડ્યું તે ન જ આવડ્યું. આંહીં એને શાની ખામી હતી ?—હરવાનું ફરવાનું; ખાવું પીવું લહેર હતી, પણ બહુ જિદ્દી ! હવે નોટિસ આપી છે એટલે આપણે એને ભરણપોષણ આપીશું, પણ એની જિંદગીમાં શો રસ રહેશે ?

ચંદુલાલ

પણ જુઓ, મિ. રાહુલ, એનું ભરણપોષણ ખરી રીતે મારા મોભા પ્રમાણે નહિ, પણ એના પિયરના મોભા પ્રમાણે મળવું જોઈએ—એનું નામ સુહાસિની મેં પાડ્યું છે. બાકી એનું નામ તો. . . . . (જશોદા તરફ જોઈને) જશોદા ! તને યાદ છે કે ?

જશોદા

જી, મણીબા !

ચંદુલાલ

હાં, મણી—અને એ હતી—કેરોસીનના ડબ્બાના વેપારીની દીકરી—માટે એના ઘાસલેટિયા મોભા પ્રમાણે ભરણપોષણ મળવું જોઈએ. કેમ ? બરાબર છે નાં ?

રાહુલ

યે . . . સ . . .

[ અચાનક કારકુન પ્રવેશ કરે છે. ]

કારકુન

સાહેબ ! હમણાં બિલાડીઓનો બહુ ત્રાસ થઈ પડ્યો છે એટલે . . .

ચંદુલાલ

અરે ! બિલાડીઓનો ત્રાસ તો ઘરઘરમાં છે . . .

[ સૌ હસે છે ]

કારકુન

( હસતાં છતાં ન હસતો હોય તેમ )—એટલે કેટલાક દયાળુ સજ્જનોએ બિલાડીઓ માટે પાંજરાપોળ શરૂ કરવા ધારી છે, એમાં આપણા તરફનો ફાળો લેવા માટે વખતચંદ શેઠ આવેલ છે.

ચંદુલાલ

વખતચંદ આપણું મુખ્ય ગ્રાહક છે, કાં ?

કારકુન

જી. હા !

ચંદુલાલ

બિલાડીઓ માટે પાંજરાપોળ ! હેં—સાળું વિચાર અપૂર્વ તો લાગે છે. હેં ! ઠીક, ત્યારે વખતચંદ આવ્યા છે તો એકસો એક રૂપિયા ભરી દેજો.

[ કારકુન જાય છે ]

રાહુલ

( ઊભો થઈને ) ચાલો, ત્યારે હું રજા લઉં ?

ચંદુલાલ

કેમ ચાલ્યા ? ક્યાંય કામ છે ? હવે બેસો ને.

રાહુલ

કૂવામાંથી પાણીના હક્ક વિષેનો એક કેસ છે—જો કે કૂવામાં હવે પાણી છે જ નહિ—એટલે પ્રશ્ન તો રહેતે નથી, પણ કેસ ચાલવાનો છે. ચાલો ત્યારે . . . સાહેબજી !

[ જાય છે ]

ચંદુલાલ

( જરાક ખુરશી ઉપર આગળ શરીર લાવીને ધીમેથી ) ડૉક્ટર સાહેબ ! તમારી એક સલાહ લેવા માટે મેં તમને બોલાવ્યા છે !

રમેશ

શી ?

ચંદુલાલ

(જશોદાને સાદ કરીને બોલાવે છે, પણ જશોદા ને નોકર બન્ને દૂર ગયેલાં હોય છે; એટલે જરાક વધારે મોટેથી બોલવાનું શરૂ કરે છે.) હું હવે ત્રીજી વખત—વિચાર મારો તો નથી—પણ આ ઘરની વ્યવસ્થા કરનાર કોઈક જોઈએ એમ લાગે છે, માટે, પરણું તો, મારી તબિયત . . .

રમેશ

સારી થાય ! પરણવાથી ઘણાની તબિયત સુધરે છે !

ચંદુલાલ

( ઠંડી ગણતરીથી ) પણ મારા શરીરનું 'કૉન્સ્ટી-ટ્યુશન' જોતાં—

રમેશ

(સહેજ વિચારપૂર્વક) એમાં કાંઈ જ વ. પણ પેલાં શેઠાણી સ્વભાવે તીખાં હતાં—પોત પોતે મર્યાં; બીજાં દુરાગ્રહી હતાં—તે પિયર જઈ ને હવે ત્રીજાં લાવો, તે ભલે જાણીતા કુટુંબનાં ન શાંત સુશીલ લાવજો. બાકી તબિયત—તમારી બરાબર પરણવા જેવી જ છે.

ચંદુલાલ

એટલે તો મેં તમને સલાહ લેવા માટે આ જમાનામાં ઘણા ધંધાવાળા માણસે બે સૂત્ર તો કરી લેવાં ઘટે છે: એક અમારે મિ. રાહુલ—વકી ગયા તે—લીકવીડેશન. બીજા તમે સામે બેઠા ઈન્જેકશન. લીકવીડેશન અને ઈન્જેકશન. એ આજે કોઇને ચાલે તેમ નથી. લીકવીડેશન અને ઈ ઠીક, લ્યો, ત્યારે ચાલો છો સાથે? મારે જરા બ છે—ધમલા!

[ ધમલો દોડતો આ

ચંદુલાલ

મારી મોટર મંગાવજે.

[ ધમલો 'જી હા' કહીને જાય છે અને ચંદુલાલ પણ જાય છે. ]

# પ્રવેશ બીજો

[ ઘરના પાછલા ભાગમાં જસોદા વાસણ સાફ કરી રહીછે ને ધમલો બેદરકારીથી કપડાં વાળતો હોય છે ]

નોકર

સાંભળ્યું નાં ? શેઠ ત્રીજી લાવવાના !

જશોદા

તેચ્યમ નો લાવે ? શેઠાણીની રાહ જોઈ ને બેઠા રચે ?

નોકર

અને શેઠાણી શેઠની રાહ જોઈને બેઠાં રહેશે ?

જશોદા

ચીમ નંઈ બેહે ? કોંઈ અમથું બેહવું સે ? બાલક પૈહા ભરે છે—મૂળાના પતિકા જેવા, ઈમાં બેહે સે.

નોકર

પણ શેઠાણી હતી તો સારી, પેલી મરી ગઈ—એ ભારે નપાવટ. મને દાઢમાં દુઃખતું'તું—ત્રણ વરસ થયાં હોશે—મરી ગ્યાં.

જશોદા

કીમ ત્રણ વરહ ચ્યાં ? વરહ થ્યાં હોશે હાત. તારી દાઢ દુઃખી ને તું દાક્તર પાંહે ગ્યો, ઈને તો વરહ થ્યાં હાત.

નોકર

હા, તે દાક્તર મારો બેટો સ્યે—તારા બત્રીહે દાંત નંઈ પાડચ તો મૂઓ હમજજે. અરે મેં કીધું, મારું બેટું, એવું તે કાંઈ હોય. આ મેં તો નો પડાવ્યા. બાવળનાં પાનની

થેપલી મૂકી અને ફટકડીના કોગળા કર્યા, ઊના પાણીના નાહ લીધા ને કૈંક ઉપાય અજમાવ્યા. એમાં મારું બેટું, ભગવાનને કરવું તે, ઊપડ આંખ. આંખના દાક્તર પાંહે ગ્યો તો કયે આંખ કઢાવી નાખ્ય નકર થાશ આંધળો, મારું બેટું, મેં તો કયું આ તો રોનક જેવું. મારું બેટું, દેસમાં ભણતર વધ્યું ને રોગ વધ્યા. આ મેં તો ભગવાનનું નામ લઈને ત્રણ ભરણ ભર્યાં—આંખ તો થઈ ગઈ ચોખી ચટ, આ તી પછી દાક્તર કેવો હોય ઈ જોયો છે કોણે? મારું બેટું પૈહા પડાવે—શરીરનો ખો કરે—ને ગોટપીટ કરે એટલે પોતે છુટ્ટો. મારો બેટો એક તો આપણને લૂંટે ને પાછો ઉપર જાતાં રોફ મારે!

જશોદા

કળજગમાં એવું જ હોય! શેઠને નાનાથી મોટા કર્યા—ઈની મા તો, એ, આવડો (અભિનય) આવડો મૂકીને મરી ગ્યાં'તાં, પણ પોતાની જીભે શેઠ એમ બોલ્યા નથી કે 'જશોદા, લે આ બે પૈસા ને એક નવી સાડી લેજે.' આ શેઠાણી મરી ગ્યાં ને ગોટાગોટ થઈ—આ તે દી સાડી ઉપાડી ચાલીહ, તે હજી મારી સવલાની વૌ એ પે'રે!

નોકર

હં. એ તો એમ જ. આ તો બધાય—કીડી ને મંકોડી ને માખી ને કૂતરા ને બલાડાં ને—બધાંયને ધરાવ્યા પછી આપતાં વધે તો આપણને—ઢોરને આપે! મારો બેટો જમાનો પણ આવ્યો છે—આ મારા દાદાએ આખી જંદગી શેઠમાં પૂરી કરી. મારા બાપે પૂરી કરી. કોઈ દી ફેવાડુંય ફરકે નહિ—એવા કો'ક સાગરપેટા, અને આ તો મારું બેટું જરાક

મોડું થયું કે ગોટપીટ—નીકલી જાવ, નહિ મંગતે! હું તો દરમહિને ગળ ચોરી લઉં છું ગળ ને પો'ચાડું છું ઘેરે—છોકરાં ખાય તો ખરાં બચારાં; આપણને કાઢી મૂકશે તો વળી બીજે. અરે મારો બેટો, એક ભણેલ સા'બ હતો—આ કોલેજમાં જઈને કાંક બોલ બોલ કરતો—તે મારો ભાઈ ટપુડો ન્યાં નોકર રીયો. ભાઈ માંદો પડે તો પગાર કાપે, મોડો આવે તો અરધો દી ગણે, ને આ દીતવારે તો કે'શે હું ઘેર છું ને તને કામ થોડું માટે અરધો દી ગણાશે— મારું બે ટું કયું શા'બ ઇના ઘરનો. ટપુડાને સાન કરી હાથ મારીને ભાગી જાજે. વીંટી ઉપાડી લીધી—તે રીયો માથું ખંજવાળતો ને સખે આઠ મહિના મજા કરી. મારું બેટું, આ નોકરી કરતાં તો પકડાયેં નહિ એવી ચોરી કરતાં આવડી જાય તો બસ.

જશોદા

હવે, એમ તો, ઈ બધા વળી કયાં શાવકાર છે? ઈ એય મારા બેટા ચોર છે—ચોરીને કળાવા નો દીએ એ સૌ શાવકાર. બીજું શું? . . . ત્રીજી શેઠાણી બહુ રૂપાળી છે હો.

નોકર

હજી આવ્યા પહેલાં?

જશોદા

અરે, બે વખત તો આવીને શેઠની હારે વાતુંય કરી ગઈ!

નોકર

તંઈ તો હુંશિયાર લાગે છે?

જશોદા

અંગરેજી બોલે છે ને !

નોકર

તંઈ, બાપા દયાનો છાંટો નહિ હોય, બીજું શું ? મારાં તારાં હાંડલાં ફોડશે, બીજું શું ?

જશોદા

તારા પેટમાં વાત નો રીએ, નકર ઈક વાત મને સુજી છે તે કઉં.

નોકર

મારા પેટમાં વાત નો રીયે ? કઈ વાત નથી રહી કે' ? પહેલી શેઠાણી મરી ગઈ ઈણે એક દી પરભાતના પો'રમાં રૂપાનું પવાલું ફેંકી દીધુ—કાંક શેઠશેઠાણીને બોલાચાલી થઈ એમાં—એ વાત તેં મને કરી, પણ મેં કોઈને કરી છે ? ઈમ વાત કરતું હેંડાય કે' ?

જશોદા

ના. ના. એમ તો તું બોલ બોલ કર એવો નથી. આ તો આપણો જીવ મળી ગ્યો એટલે વળી બે ઘડી મન ઠારવાં.

નોકર

પણ આ મોટા લોક બહાર જાય છે, ત્યારે તો લળી લળીને વાતું કરે, ને હસે, ને એક બીજાને જાણે કાંઈ નથી—ને ઘરમાં તો એક દી મેળ નહિ—ઈ વાત નવાઈની.

જશોદા

જો, હું તને આ કહું છું. કોઈને કહેનો નહિ.

નોકર

શું ?

[ ચંદુલાલની ઘંટડી વાગે છેઃ 'જશોદા!' જશોદા દોડે છે, 'પણ શું? કહેતી તો જા!' એમ કહેતો નોકર પાછળ દોડે છે. જશોદા એના કાનમાં વાત કરીને અંદર દોડી જાય છે, એટલામાં નવી ફેશનની એક જુવાન સ્ત્રી પ્રવેશ કરે છે. ]

**સ્ત્રી**

( નોકરને ) શેઠ હય?

**નોકર**

( નમીને ) જી હાં. હય.

**સ્ત્રી**

ઉસ્કુ યે ચિઠ્ઠી દે આઓ. અભી મેં નહિ આઉંગી. ઉસ્કુ જરા બોલ દેના.

[ નોકર અંદર જઇ ચિઠ્ઠી આપે છે. પેલી સ્ત્રી ચારે તરફ જોતી જાય છે. ]

**નોકર**

( બહાર આવીને આંખ મારતો ) શેઠની પાંહે દામ છે. આની પાંહે રૂપ છે. મોટા લોકની ખરીદીની વસ્તુ છે—ઈમાં બીજાનો ગજ વાગે એમ નથી. પણ જશોદાએ શું કહ્યું?—શેઠાણી જાતફેર લાગે છે. ઈ મારું ખોટું, હાચું હોય તો હોય.

[ જાય છે ]

## પ્રવેશ ત્રીજો

[ સ્થળ: શેઠના બંગલાના કમ્પાઉન્ડમાં બગીચાનો એક ખૂણો. રજની, એક વૃદ્ધ પુરુષ ને સ્ત્રી. ]

રજની

તમે મને પરદેશમાં એકલી અને અનાથ જેવી મૂકીને ચાલ્યા જાઓ છો, તો બીજું કાંઈ નહિ, જેને આધારે હું ક્યારેક આશ્વાસન પામી શકું એવો એકાદ પ્રસંગ— મારા જીવનનું કાંઈક રહસ્ય—તો મને બતાવતાં જાઓ. તમે કહ્યું : હું તમારી દીકરી નથી, કાં ?

વૃદ્ધ

ના.

વૃદ્ધ સ્ત્રી

તને તો અમે ઉકરડેથી લાવ્યાં'તાં, મોટી કરી, ભણાવી ગણાવી, અને ભગવાને રૂપ આપ્યું છે એટલે આવે ઠેકાણે પાડી શક્યાં. . .અમે ગરીબ બીજું શું કરી શકીએ ? તારાં માબાપ કોણ છે એ પણ અમને ખબર નથી.

રજની

બીજું કાંઈ નહિ—માત્ર એક જ વખત મને ખબર પડી હોત કે આવી મારી મા હતી—તો એના નામસ્મરણથી હું . . .

વૃદ્ધ પુરુષ

જેણે તને જન્મતાં તજી એના નામસ્મરણમાં પણ હવે તને શી મજા ?

રજની

એ તમે નહિ સમજી શકો. પુરુષ ગમે તેટલો સંસ્કારી

કે ભણેલો હોય, પણ તે સ્ત્રીને અપૂર્ણ રીતે સમજી શકે છે. સ્ત્રીને સમજવા માટે સ્ત્રીત્વ સમજવું જોઈએ. વિશ્વકર્માની રચનામાં આ કરુણતા શા માટે છે એ તો હું પોતે પણ સમજી શકી નથી; પરંતુ મને લાગે છે કે સ્ત્રી એક વખત પ્રેમ કર્યા પછી પ્રેમના બંધનમાંથી ભાગ્યે જ મુક્ત થઈ શકે છે. મને તજનાર સ્ત્રીનું હૃદય—હું સ્ત્રી હોવાથી બરાબર સમજી શકું છું. એ અત્યારે પણ મારે માટે જળી રહ્યું હશે !

**વૃદ્ધ**

તારે માટે અમે જે કર્યું—પૈસેટકે ખુવાર થઈ ગયા, ખોરડાં ગીરો મૂકયાં, તને ભણાવી ગણાવી—આજે એ સઘળું વ્યાજસહિત પાછું મેળવવાના કામમાં તું શાંતિથી સહકાર આપે છે એટલું અમારે માટે ઘણું છે—તારી મા કોણ છે એ અમને ખબર નથી. એ તારે માટે જળતી હોય—કદાચ એ સંભવિત છે; પણ જે પુરુષ એમાં કારણ-રૂપ હશે તે જળતો નહિ હોય એ ચોક્કસ.

**રજની**

પુરુષ—એટલા માટે જ ગમે તેટલો મોટો હોય છતાં છોકરા જેવો જ રહે છે—અણઘડ અને અસંસ્કારી : એ જાણે છે કે એ જોવા માટે જન્મ્યો છે: જળવા માટે નહિ. બીજાનાં દુઃખને પોતે અનુભવી શકતો નથી એવી પોતાની અશક્તિને એ તત્ત્વજ્ઞાન માને છે !—પુરુષનું તત્ત્વજ્ઞાન !

**વૃદ્ધ**

બેટા ! તને એક બીજી વાત પણ કરવાની . . . છે.

**રજની**

શી ?

વૃદ્ધ

તું જે સ્થાન પર છે ત્યાં તું સલામત ત્યાંસુધી જ છે કે જ્યાંસુધી તારા વિષે વધારે માહિતી કોઇ ને નથી--એટલા માટે જે માતાએ તને તજી---તેને ભૂલી જવામાં જ તારું શ્રેય છે.

રજની

હું એને ભૂલવા ધારું તોપણ નહિ ભૂલી શકું. વર્ષો સુધી, એ એક મૂર્તિ મારીસ્મૃતિમાં ખડી રહી છે—એટલે અમારે બન્નેને—મા અને દીકરીને—એક બીજાથી અદૃશ્ય રહીને એક બીજા માટે તલસવાનું નિર્માણ લાગે છે. બીજું કાંઇ નહિ, પિતા! કોઈ કોઈ વખત દીકરી જે ખભાને આધારે પોતે ઊભી રહીને--જીવનનો થાક ઉતારવા મથે છે તે ખભો--બીજા કોઈનો નહિ, પુરુષનો નહિ, પિતાનો નહિ—ભાઇનો નહિ—પણ માત્ર મા તા નો જ હોય છે. મને પણ એ ટેકાની—આધારની જરૂર પડશે—ત્યારે વધારે નહિ તો માત્ર નામનો પણ આધાર મળી શકયો હોત!

[ નોકર પ્રવેશ કરે છે ]

નોકર

શેઠજી આપકુ બુલાતે હે.

રજની

બોલો, થોડી દેરમેં આયેંગે.

[ નોકર જાય છે ]

વૃદ્ધ પુરુષ : વૃદ્ધ સ્ત્રી

બેટા! સંભાળજે—

રજની

( પગમાં પડે છે ) તમે મને ઉગારી મોટી કરી. પણ પિતા ! મને આજે લાગે છે કે ઘણી વખત જે મજા અજાણુ રહીને રગદોળાઈ જવામાં છે, તેનો શતાંશ પણ મોટા થઈને વેડફાઈ જવામાં નથી. તમે મને એક ઉકરડે-થી બચાવી—આજે બીજે ઉકરડે મૂકો છો અને આ પરિસ્થિતિમાં તમે પણ શું કરી શકો ? તમારું મોટું ધ્યેય પૈસાનું હતું. આપણે સૌ—જ્યાંસુધી લગનમાં પૈસા, પ્રતિષ્ઠા મોભો, નોકર, વર્ણ—એ સર્વને પ્રધાનપદે સ્થાપીએ છીએ—અને પરણનાર યુગલના હૃદયને, અંધારા ખૂણામાં બેઠેલા દેવની પેઠે, છેટેથી 'જે જે' કરીએ છીએ ત્યાંસુધી નાના કે મોટા માત્ર ઉકરડા જ રચીએ છીએ : ચાલો ત્યારે હવે . . . અંદર જઈ એ.

[ સૌ જાય છે ]

## પ્રવેશ ચોથો

[ સ્થળ: ચંદુલાલ શેઠનું દીવાનખાનું. જરાક વધારે ભભકાભરેલી રીતે સુસજ્જિત થયેલું. ચંદુલાલ આરામખુરશીમાં બેસી છાપું વાંચતા હોય છે. બધાને પ્રવેશતા દેખી, જગાક રજની સામે જોઈ રહે છે.]

ચંદુલાલ

આવો, આવો, આમ આવો.

[ વૃદ્ધ પુરુષ, સ્ત્રી ને જુવાન સૌ એક બાજુ બેસે છે. સામે ખુરશી પર રજની બેસે છે. ]

ચંદુલાલ

બોલો, શું વિચાર કર્યો ?

વૃદ્ધ પુરુષ

એમાં બીજો વિચાર શો ?—અમારું કાળજું દીકરીનો વૈભવ જોઈને ઠરે એટલે બસ.

વૃદ્ધ સ્ત્રી

અને કોઈ વાર—અવસરે આવતાં જતાં રે'શું એટલે બસ.

ચંદુલાલ

( જુવાન તરફ જોઈને )

જુઓ મિ . . . તમારું નામ શું ? તમે બરાબર સમજશો.

જુવાન

વિહારીમલ.

ચંદુલાલ

જુઓ મિ. વિહારીમલ, તમે મારી વાત સમજી શકશો. આ જમાનો સ્પેશ્યાલિસ્ટનો છે, એટલે હું પણ લગ્નની બાબત 'સ્પેશ્યાલિસ્ટ' જેવી ગણું છું. અત્યારે તમે

મારી પાસે બે પાંચ પૈસાનો વધારે ચેક લખાવો તેનો વાંધો નથી, પણ પછી રજનીને કોઈ જાતનું 'ડીસ્ટર્બ' કરવા તમે આવો તે મને પસંદ નથી ! તમે આવો, આંહીં જાહેર બાગ છે, તેમાં ફરો પબ્લિક બસ છે તેમાં ખુશીથી આંટા મારો, ફરો. બાગમાં પૂતળાં મૂક્યાં છે તે જુઓ, પણ બે ચાર મહિને આવીને રજનીને 'અપસેટ' કરો તે મને ન પોસાય. યુ સી ?

**વિહારીમલ**

યેસ—પણ કોઈ વખત કાગળ પત્ર—

**ચંદુલાલ**

ખુશીથી લખોઃ મને પણ લખોઃ હવા કેવી છે તે અમે તમને ખુશીથી લખીશું—but you see, what I hate most is what is called personal touch—મારી પાસેની કેટલીક હકીકતો—હું તમને આપું—આપણે બુદ્ધિવિલાસ કરીએ—પણ એકબીજાનાં હૃદય વધારે નજીક લાવીને નાહક દુઃખી ન થઈએ. એમાં ફાયદો શો ? ભગવાન શંકરનો પણ મત છે કે સુખદુઃખ એ તો અજ્ઞાન ચિત્તના ધર્મ છે : અને આ અજ્ઞાન હું, તમારે માટે વધારે પડતી personal feeling ધરાવું એમાંથી જન્મે છે. એ તો समत्वं योगमुच्यते.

[ રજની બેઠા જેવી થઈ જાય છે, પણ તરત બેસી જાય છે ]

**વિહારીમલ**

અમે તો આપને સોંપી છે—અને આટલા વૈભવમાં એનું શ્રેય જ થવાનું છે.

[ જશોદા દાખલ થાય છે ]

જશોદા

શેઠ સાહેબ! શાસ્ત્રીજી આવ્યા છે.

ચંદુલાલ

હાં. એ તો મેં બોલાવ્યા છે. આજનું જ મુહૂર્ત આવી શકે એમ હોય તો એ જાણવા માટે. (જશોદા તરફ ફરીને) આવવા દે.

[ શાસ્ત્રીજી પ્રવેશ કરે છે ]

ચંદુલાલ

આવો આવો, શાસ્ત્રીજી! બિરાજો.

[ શાસ્ત્રીજી બેસે છે. ]

શાસ્ત્રીજી

શું ચાલે છે?

ચંદુલાલ

સારામાં સારું અને વહેલામાં વહેલું લગ્નનું મુહૂર્ત કયું ગણાય?

શાસ્ત્રીજી

એમાં એવું છે, સાહેબ! કે સતયુગમાં મુહૂર્ત માણસના હૃદયમાં રહેતું: અને પછી દ્વાપરમાં—

ચંદુલાલ

(વચ્ચે જ) તો આપણે સતયુગનેજ પ્રમાણ માનો ને!

શાસ્ત્રીજી

(હસીને) જી, હા. આ ઘરની દીવાલ પૂરતો તો સતયુગ જ પ્રવર્તી રહ્યો છે: ધર્મલાભને મુખ્ય માનનાર હમેશાં સતવાદી કહેવાય છે.

ચંદુલાલ

તો મુહૂર્ત ક્યારે ગણાવ? આજે રાતની ગાડીમાં

આ ગૃહસ્થો જવાના છે. હું રોકાવાનું કહું છું પણ નથી રોકાતા. ( ઉપરટપકેથી ) રોકાવામાં વાંધો નથી હો!

વૃદ્ધ

જી, ના. અમારું તો ઘર જ છે, પણ અમારે આજ જવું જ જોઈએ.

ચંદુલાલ

કાલે નીકળો ને—કાલે મારે પણ નીકળવું છે.

વૃદ્ધ

જી, ના. માફ કરો.

[ ચંદુલાલ ઘંટડી વગાડે છે ઘમલો હાજર થાય છે. ]

ચંદુલાલ

મુનીમ ને બુલાઓ.

[ ઘમલો નમીને જાય છે. ]

ચંદુલાલ

શાસ્ત્રીજી, આ લોકો રાત્રે નીકળે ૮–૪૫—એટલે તે પહેલાંનું મુહૂર્ત આવી ગયું એમ ધારું છું—આવી જાય છે કાં—? તે સારું થયું. ક્યારે ૮–૩૫—શરૂ કરીશું ? ( જવાબની રાહ જોયા વિના ) કેટલી વાર—દસ મિનિટ થશે ?

શાસ્ત્રીજી

જી ! સતયુગમાં તો લગ્ન પણ—ગાંધર્વ લગ્ન—એક પળ માત્રમાં થતાં. એક જણ આંખ મીંચે અને બીજો આંખ ઉઘાડે ત્યાં લગ્ન.

ચંદુલાલ

( ઠંડા વિવેકથી ) શાસ્ત્રીજી ! ત્યારે આપણે પણ સતયુગને જ પ્રમાણ માનો ને.

[ જશોદા પ્રવેશ કરે છે. મુનીમ પણ પ્રવેશ કરે છે. ]

જશોદા

( રજની તરફ જઈને ) બાઈશાબ, ઝવેરી લોક આવ્યે' હે.

ચંદુલાલ

હાં, હાં, રજની ! મેં બોલાવેલ છે. જા તો 'ડાર્લિંગ,' તારી મરજી પ્રમાણે પસંદગી કરી લે ( રજની જવા ઉઠે છે. ) અને જો, ( ઘડિયાળ સામું જુએ છે ) ૮–૫—થઈ છે. બરાબર ૮–૩૫—આવી જજે હો, હાં —હો ? ( મુનીમ સામે જોઈને ) આપણે આંકડો—કેટલા —નવ હજાર ત્રણસો છપન, સાત આના, આઠ પાઈ—અને ઇંટર ક્લાસની ત્રણ ટિકિટો—બે દિવસના ભાતા માટે મીઠાઈ તૈયાર રાખો. ૮–૩૬—ટાંગો હાજર રાખજે, કેમ બરાબર છે નાં ?

વૃદ્ધ પુરુષ—સ્ત્રી

જી હાં.

ચંદુલાલ

સારે શાસ્ત્રીજી, તમે તૈયારી કરો—હું આ આવ્યો —જરાક એક બે ગૃહસ્થોને ટેલીફોન કરી દઉં; ગરબા જેવો કાંઈક ક્રમ પણ ગોઠવી દઈએ.

[ જાય છે—ટેલીફોન કરતો દેખાય છે. 'હલ્લો હા—હા ૮–૩૪—તમારે આહીં આવી જવું. હા—સમજ્યા ? આઠ ચોતરીસ.આજે.(થોડી વાર પછી અંદર શાસ્ત્રીજીને પ્રત્યુત્તર આપતો હોય તેમ) ચાલો,

આ આવ્યો, કેમ સઘળું તૈયાર છે ના ? [ અહીં રંગભુમિ ઉપર નાનો ગરબો મૂકી શકાય—જે સૌ સાંભળે. ]

પછી બહાર ટપો ઊભેલો દેખાય છે, ચંદુલાલ જરાક દેખાય છે, પણ...'ચાલો,—ત્યારે સાહેબ! માફ કરજો. હું—મારે જરા કામ છે,' એમ કહી પેલા લોકોને જરાક નમી ચાલ્યો જાય છે. ]

## પ્રવેશ પાંચમો

[ સ્થળઃ એક ઝાડના છાયા નીચે રજની અને એનાં માબાપ ઊભાં છે. ]

**રજની**

પિતાજી! ત્યારે હવે હું એકલી કયાં સંસ્મરણોથી જીવનને મીઠું બનાવીશ? કાંઇક તો નિશાની આપો!

**વૃદ્ધ પુરુષ, સ્ત્રી**

બહેન, તું નાહકની નિરાશ થાય છે—તારી ડોકમાં કમમાં કમ દસ હજારનો માલ હશે. આટલું સોનું ડોકમાં હોય તો માણસ વિમાન જેટલું ઊંચું ઊડી શકે.

**રજની**

પિતાજી! તમારો સંસાર અને સંસારનો સઘળો રસ માત્ર સોનારૂપાથી મહેકેલો છે—પણ સોનું ડોકમાં રહે છેઃ પ્રેમ હૃદયમાં.

**વૃદ્ધ સ્ત્રી**

બહેન! તારી જાતને તું જાણતી નથી એમાં જે આનંદ છે તે નાહકનો કાં ગુમાવે? તારી જાત જાણ્યા પછી કદાચ તને જીવનમાં રસ નહિ રહે.

રજની

કદાચ રસ—વધુ રસ લેવાની તાલાવેલી લાગશે.

વૃદ્ધ પુરુષ

ત્યારે આંહીં આવ . . .

રજની

( નિરાશાથી ) બોલો, છેલ્લો ઘા ખમવા માટે હું તૈયાર છું !

વૃદ્ધ પુરુષ

તારી જાતને સંતાડવામાં જ તારી સહિસલામતી છે એ ધ્યાન રાખજે.

રજની

પિતા ! કેવળ તમારું ઋણ—શરીર સંભાળીને ઉછેરવાનું અને ભણાવવાનું ઋણ વાળવા માટે જ—હું આટલા સોનામાં વેચાઉં છું : તમે બચરવાળ છો, તમારે ઘણી જવાબદારીઓ છે, મારે માટે તમે દેવું કર્યું છે—એટલે જ હું મૂંગે મોંએ આ દેહ વેચાવા દઉં છું, પણ તેથી જ કોઈ કોઈ વખત આશ્વાસન મેળવી શકું એવું કાંઈક કાલ્પનિક આશ્રયસ્થાન—મારે જોઈએ છીએ. બોલો, મારો પિતા કોણ હતો ?

વૃદ્ધ

( કાંઈક કઠોરતાથી ) કોણ હતો એ કોઈને ખબર નથી, પણ એ કાયર અને લંપટ હતો એ સૌને ખબર છે.

રજની

પિતાજી !

વૃદ્ધ

( વધારે કરડાઈથી ) અમારો હેતુ તારા વધારેમાં

વધારે પૈસા લેવાનો હતો—તારું રૂપ વેચવાનો હતો. હું તને કવિતા કહેવા બેઠો નથી; મારે તને સત્ય કહેવું જોઈએ.

રજની

( ખિન્ન બનીને ) અને મારી મા?

વૃદ્ધ

તારી મા? તારો લંપટ અને કાયર પિતા—એ તારા જન્મ વિષે જાણે તો તારી માને તજી દે, એવો ભય હતો—માટે તું ઉકરડે ગઈ—સમજી? માણસોના પ્રેમ એવા હોય છે—ક્ષણિક અને હલકટ.

રજની

પણ મારી મા?

વૃદ્ધ

તારી મા એક સાધારણ બજારુ ચામડી હતી—હવે તારે કાંઈ વધારે પૂછવું છે?

રજની

( ઢળી પડતી ) પિતા! પિતા!

વૃદ્ધ

( બેદરકારીથી ) અમે તારા પિતા કે માતા—કાંઈ નથી, સમજી? ડાહી થઈ જા તો તારી સ્થિતિ જાળવી શકીશ. તારા પિતા, માતા, બંધુ, પતિ—એ સઘળું તારા મૌનમાં છે. તારા મુંગા રહેવામાં ડહાપણ છે.

રજની

પણ પિતા!

[ 'સંભાળજે' એવા અવાજ સાથે બંને ચાલી નીકળે છે. ]

જશોદા

( પ્રવેશ કરીને—જરાક છેલ્લી વાત સાંભળી તેથી આશ્ચર્ય બતાવતી ) બાઇસા'બ ! શેઠ સા'બ બુલાતે !

રજની

અભી આતી હું. ( જશોદા જાય છે. ) મારી મા ! ચામડી હતી—સાધારણ ચામડી હતી એમ ? આ માણસ જેણે મને કેવળ વેચવા માટે ઉછેરી એણે એ કહ્યું ના ? તો હું તમને કહું છું કે હું પણ ઘરગથુ રંડી છું ! હું પણ—કારણ કે, આ શેઠ—એનો સ્વભાવ કેટલો ઠંડો છે એ મેં આજે જોયું છે—એના પ્રત્યે મને લેશ પણ પ્રેમ નથી : મોહ પણ નથી : અરે આવેશ કે સ્ત્રીવેગ પણ નથી : અને છતાં આ શરીર બજારમાં વેચાવાને બદલે ઘરમાં—સતયુગના ઘરમાં—વેચાય છે માટે હું ઘરગથુ રંડી છું ! હું આ ચાલી—શેઠ સાથે હવા કેવી છે એની વાતો કરવા.

[ જાય છે. ]

# પ્રવેશ છઠ્ઠો

[ ધમલો અને જસોદા ઘરના પાછળના ભાગમાં પોતપોતાના કામમાં તલ્લીન છે. જસોદા વાસણ માંજે છે, ધમલો ગાતો જાય છે ને કપડાંને ગડી વાળીને ટેબલ પર મૂકતો હોય છે. વચ્ચે વચ્ચે જસોદા સાથે વાતો કરે છે. ]

જશોદા

ધમલા ! આ હું કૌ'' છું આપણા વરણમાં હારું છે હો. આ હું પરણી' તી નાં, તે મારું પેલું ઘર હતું હારું; પણ મારો પીટ્યો બૌ ચાગલો. 'મારે તો ધોળું બૈરું જોઈ ને નાકે આવું જોઈ ને હાથે આવું જોઈ.' આ મેં કીધું નો ગમતું હોય તો લખ્ય આપ્ય. મારો પીટ્યો કૈ' નો લખી દૌં. બીજે જા તો નાક વાઢું. આ હું'યે નીકળી એના માથાની.

ધમલો

તી પછે તેં શું કર્યું ?

જશોદા

કીધું બેઠાં ખવરાવ. આ જખ મારીને લખી દીધું.

ધમલો

પણ ઈ તો આપણા હલકા વરણમાં થાય. આબરૂ-વાળું માણસ એવું કરે ? આ શેઠાણી-બચ્ચારાં-જખ મારીને બેઠાં રે'શે નાં ? ને આ નવી શેઠાણી આવ્યાં એનું રાજ હાલશે.

જશોદા

ભાયડા મારા પીટ્યા મોટા થાય ઇમ ચાગલા બૌ થાય તો. ઈમાં ને ઈમાં પછે' ઘરબાય.

જશોદા

( પ્રવેશ કરીને—જરાક છેલ્લી વાત સાંભળી તેથી આશ્ચર્ય બતાવતી ) બાઇસા'બ ! શેઠ સા'બ બુલાતે !

રજની

અભી આતી હું. ( જશોદા જાય છે. ) મારી મા ! ચામડી હતી—સાધારણ ચામડી હતી એમ ? આ માણસ જેણે મને કેવળ વેચવા માટે ઉછેરી એણે એ કહ્યું ના ? તો હું તમને કહું છું કે હું પણ ઘરગથુ રંડી છું ! હું પણ—કારણ કે, આ શેઠ—એનો સ્વભાવ કેટલો ઠંડો છે એ મેં આજે જોયું છે—એના પ્રત્યે મને લેશ પણ પ્રેમ નથી : મોહ પણ નથી : અરે આવેશ કે સ્ત્રીવેગ પણ નથી : અને છતાં આ શરીર બજારમાં વેચાવાને બદલે ઘરમાં—સતયુગના ઘરમાં—વેચાય છે માટે હું ઘરગથુ રંડી છું ! હું આ ચાલી—શેઠ સાથે હવા કેવી છે એની વાતો કરવા.

[ જાય છે. ]

## પ્રવેશ છઠ્ઠો

[ ધમલો અને જસોદા ઘરના પાછળના ભાગમાં પોતપોતાના કામમાં તલ્લીન છે. જસોદા વાસણ માંજે છે, ધમલો ગાતો જાય છે ને કપડાંને ગડી વાળીને ટેબલ પર મૂકતો હોય છે. વચ્ચે વચ્ચે જસોદા સાથે વાતો કરે છે. ]

જશોદા

ધમલા ! આ હું કૌ’ છું આપણા વરણમાં હારું છે હો. આ હું પરણી’ તી નાં, તે મારું પેલું ઘર હતું હારું; પણ મારો પીટ્યો બૌ ચાગલો. ‘મારે તો ધોળું બૈરું જોઇ ને નાકે આવું જોઈ ને હાથે આવું જોઇ.’ આ મેં કીધું નો ગમતું હોય તો લખ્ય આપ્ય. મારો પીટ્યો કે’ નો લખી દૌં. બીજે જા તો નાક વાઢું. આ હુંયે નીકળી એના માથાની.

ધમલો

તી પછે તેં શું કર્યું ?

જશોદા

કીધું બેઠાં ખવરાવ. આ જખ મારીને લખી દીધું.

ધમલો

પણ ઈ તો આપણા હલકા વરણમાં થાય. આબરૂ-વાળું માણસ એવું કરે ? આ શેઠાણી–બચ્ચારાં–જખ મારીને બેઠાં રે’શે નાં ? ને આ નવી શેઠાણી આવ્યાં એનું રાજ હાલશે.

જશોદા

ભાયડા મારા પીટ્યા મોટા થાય ઇમ ચાગલા બૌ થાય તો. ઈમાં ને ઈમાં પછેં ધરબાય.

ધમલો

( કાન માંડતો ) ટોકરી વાગી કે શું ?

જશોદા

કોઈ નથી હમણાં નવરું, તને બોલાવવા.

ધમલો

આ નવાં શેઠાણી છે રૂપાળાં, પણ લાગે છે તો દલચોર.

જશોદા

દલચોર ?

ધમલો

હા, એનું દલ આંહીં નથી.

જશોદા

તે હશે, છે તો આરસની કંડારેલ પૂતળી જેવી.

[ અંદર એક બે વખત ટોકરી વાગે છે. ]

ધમલો

( દોડતો ) એ આવ્યો—

[ બારણું ઉઘાડતાં કેટલાક માણસો ઊભા હોય છે. ]

માણસો

શેઠ સાહેબ છે કે ?

ધમલો

હા, બેસો.

ધમલો

( અંદર જઈ આવીને ) બોલાવે છે.

[ બધા અંદર જાય છે. ]

અંદુલાલ

ઓહો ! આજ તો તમે બધાય આવ્યા એ શું ?

ભાડુઆતો

સા'બ ! અમે સૌ આપના ભાડવાત છીએ—પંદર પંદર વરસના જૂના— આવે પ્રસંગે આપને અભિનંદન આપવા આવ્યા છીએ.

ચંદુલાલ

એમ ? ( મોટેથી હસે છે ) હૅં હા . . . હા. ( ટોકરી વગાડે છે. જશોદા આવે છે ) બાઈ કુ બુલાઓ.

[ જશોદા બોલાવવા જાય છે. થોડી વાર પછી રજની પાસેના ઓરડામાંથી આવે છે. ]

ચંદુલાલ

( માનભરેલા વિવેકથી ) આ આપણા ભાડવાત તમને મળવા આવ્યા છે. બહુ જૂના વખતથી સંબંધ રાખતા આવ્યા છે.

ભાડવાત મંડળનો એક જુવાન

અને સાહેબ ! આપ એક વખત એ બાજુ પધારો —અમે કાંઈક ઉત્સવ કરવા માગીએ છીએ.

ચંદુલાલ

( જરાક હસતાં ) તમારો પ્રેમ છે એ ઘણું છે.

જુવાન

અને સાહેબ ! અમારી એક માગણી બહુ વખતની છે, રાહતને માટે—તે હવે આવે વખતે સ્વીકારાય તો બહુ યોગ્ય થાય.

ચંદુલાલ

( હસે છે ) હા...હા હા !

[ જવાબ ઉડાવી દઈને જરાક બે હાથ ભેગા કરી ચોળે છે ને હં-હા, હં-હા બરાબર-ઠીક-એમ કર્યાં કરે છે. ]

બીજો જુવાન

સાહેબ ! મુનીમને આપ હુકમ આપજો કે હવે જરાક રાહત આપે. અમે અરજી પણ આપી છે.

ચંદુલાલ

( ઉતાવળથી વાતને ટૂંકી કરવા ધા મારતો હોય તેમ ) હાં હાં, એ તો જુઓને—ધીમે ધીમે બધું થઈ રહેશે. ઉતાવળે કાંઈ આંબા પાકે ? પણ તમારામાં કોણ છે મુખ્ય—કામ કરનારા ?

બીજો જુવાન

આ રામચંદરનો છોકરો નરસિંહ.

ચંદુલાલ

( મીઠાશથી ) એમ ? તું તો ( પરિચય દેખાડતો હોય તેમ ) રામચંદરનો છોકરો, કાં ? શું કરે છે હમણાં ?

[ મોં ઉપર મીઠાશ ભરેલું હાસ્ય છે ]

નરસિંહ

કસરતશાળા કાઢી છે !

ચંદુલાલ

એ...મ ? ( 'મ'નો લહેકો મીઠા વચન જેવો ગાજી રહે છે. રજની તરફ જોઈને ) આ છોકરો બહુ સારો છે—એની કસરતશાળા તરફ કાલે એક આંટો જઈ આવજો, જવા જેવું છે.

રજની

( હા કે ના કોઈ વસ્તુમાં આનંદ ન હોય તેમ ) હા, કાલે જઈ આવું.

ચંદુલાલ

ને સોએક રૂપિયાની મદદ પણ આપતાં આવજો. મદદ કરવા જેવું એનું કામ છે.

રજની

ભલે.

[ સૌ ભાડવાત અંદર અંદર અર્થભરેલી દૃષ્ટિથી જુએ છે. એ દૃષ્ટિ એમ બતાવે છે કે, શેઠ આપણને પણ રાહત આપવાના હોય તેમ લાગે છે. હમણાં છે હોંશમાં. ]

નરસિંહ

ઠીક ત્યારે સાહેબ ! અમે રજા લઈએ.

ચંદુલાલ

( મીઠાશથી ) હા, આવજો હો.

નરસિંહ

( રજનીને ) આપને કયો વખત અનુકૂળ હશે ?

[ રજની શેઠ સામે જુએ છે. શેઠ ત્રણ આંગળી ઊંચી કરે છે. ]

રજની

બપોરે ત્રણ.

નરસિંહ

ઠીક, એ વખતે હું આપની રાહ જોઈશ.

[ સૌ જાય છે. ટોકરી વાગે છે. ને ધમલો આવે છે ]

ચંદુલાલ

ધમલા, મુનીમને જરા બોલાવ તો.

[ થોડી વાર પછી—મુનીમ આવે—છે. જુવાન પણ વૃદ્ધ જેવો— ]

ચંદુલાલ

કાલે સવારે હું મુંબઈ જવાનો છું એનો બંદોબસ્ત કરજે. આ ભાડવાત મંડળ આવ્યું તેનો મુખ્ય માણસ—દોરનાર—રામચંદ્રનો નરસિંહ છે. એની કસરતશાળાને સો રૂપિયાની મદદ આપવાની શેઠાણી સા'બે ઇચ્છા બતાવી છે.

મુનીમ

સૌ ભાડવાતોએ અરજી પણ કરી છે કે અમે પંદર વર્ષ એક જ જગ્યાએ રહ્યા છીએ, તો હવે ભાડું ઘટવું જોઈએ ને સગવડ વધવી જોઈએ.

ચંદુલાલ

[ વાત ન સમજવા માગતો હોય તેમ ]

હાં હાં, એ તો વાંધો નહિ—કાલે તમે શેઠાણી સા'બ સાથે જઈને કસરતશાળાને સો રૂપિયાની મદદ આપી આવજો ને રામચંદ્રના નરસિંહની સાર્વજનિક સેવા માટે તેને ઉત્તેજન આપવાનું કહેજો—ને ( જરા કરડાઈથી ) બીજા બધાને નોટીસ આપી દેજો—એક મહિનામાં ઘર ખાલી કરી નાખે ન રહેવું હોય તો.

[ શેઠના છેલ્લા શબ્દોમા અમીરીનો તોર રણકી રહે છે. ]

રજની

( સાચી મીઠાશ ભરેલી સ્નેહાળ વાણીથી ) આટલા માટે તમે મને કાલે કસરતશાળામાં જવાનું કહ્યું હતું ?

ચંદુલાલ

( પટાવતો હોય તેમ ) એ તો ડાર્લિંગ ! આ લોક આપણા બહુ જૂના ભાડવાત છે તે આપણને ખુશાલી બતાવવાને

બહાને ઠગી જાય તે ઠીક નહિ. એ લોકો પરણે છે ત્યારે આપણે કાંઈ એમને કહીએ છીએ?

રજની

પણ રાહત માગવાની એ સંસ્કારી રીત છે એમ તમને નથી લાગતું?

ચંદુલાલ

એટલે જ એવી સંસ્કારી રીત સામે આપણે પણ સંસ્કારી જવાબ વાળ્યો છે નાં? આપણે કોઈને મોંએ કાંઈ કહ્યું છે? ઊલટું કસરત શાળાને ઉત્તેજન આપ્યું; મુખ્ય માણસની કદર કરી; ને બીજા સૌને માત્ર વસ્તુ સ્થિતિ કહી—રહેવું હોય તો ભલે—નહિતર તમારી ઇચ્છા.

રજની

ખરી રીતે . . . .

[ ટેલીફોન આવે છે. ]

ચંદુલાલ

( ટેલીફોન હાથમાં લઈને ) હાં, હલ્લો, હલ્લો, તમે કોણ?

જવાબ

હું ભાડવાત મંડળનો પ્રેસિડન્ટ મિ. પરમાર—લગભગ સૌ શેઠિયાઓ ભાડામાં રાહત આપવા કબૂલ થયા છે. આપની હા થાય એટલી જ વાર છે.

ચંદુલાલ

એમ? મિ. પરમાર! બહુ સારું થયું હો. બધા રાહત આપવા તૈયાર છે કાં?

પરમાર

જી, હા. અને આપના જવાબનું બહુ જ વજન પડશે.

ચંદુલાલ

હાં. હાં, વજન તો ઠીક, પણ મિ. પરમાર, તમારી મહેનત ફળી તે બહુ સારું થયું. ચાલો, ત્યારે, સાહેબજી!

[ ઘંટડી મૂકી દે છે. ]

[ ફરી ઘંટડી વાગે છે. ચંદુલાલ રજનીને ઇશારત કરે છે. રજની ફોનપર જાય છે. ]

રજની

હલ્લો કોણ? મિ. પરમાર, કાં? શેઠ સાહેબનું કામ છે?

ચંદુલાલ

(રજનીને) કહો કે, 'Not at home.'

રજની

હા, હમણાં જ શેઠ સાહેબ બહાર ગયા—એમને બહુ જરૂરનું કામ હતું.

ચંદુલાલ

( રજનીને ) કહો કે, તમને મળવા જ નીકળ્યા છે.

રજની

કદાચ, તમારી તરફ જ આવ્યા છે.

[ રજની ટેલિફોન પરથી પાછી આવે છે. ]

ચંદુલાલ

(રજની પ્રત્યે) ચાલો ત્યારે, હું જરાક માણેકચંદ ઠગ્યા લાગે છે માટે, તેને મળી આવું—કદાચ સાંજે નહિ આવું, વખતે મુંબઈ પરબારો જઈશ—પણ તમારા ઉપર કાલે સવારે Loveનો તાર મોકલીશ. અને તમે કાલે કસરતશાળામાં

સો રૂપિયા ઉપરાંત ઠીક પડે તે મીઠાઈ પણ વહેંચજો, અને નરસિંહને ઉત્તેજન આપવાનું વચન આપજો. ચાલો ત્યારે હું જાઉં છું.

[ જાય છે ]

રજની

શેઠની શેતરંજમાં મારે પણ પ્યાદાનો ભાગ ભજવવાનો રહ્યો—જશોદા ! ક્યાં ગઈ? એને કહું મારો કાલનો શણગાર કાઢી રાખે—જશોદા !

[ જશોદાને બોલાવતી બહાર જાય છે. ]

## પ્રવેશ સાતમો

[ સમયઃ ત્રણથી ચારનો. સ્થળ : રજનીનો ઓરડો. આ ઓરડામાં બહાર નજર કરી શકાય તેવી બારી હોવી જોઈએ. રજની પોતાના પલંગમાં સૂતી છે અને તેના ચહેરા પર ગ્લાનિ અને થાક દેખાય છે. ]

સુનીમ

આપ નહિ આવી શકો, તો બધા બહુ નિરાશ થઈ જશે.

રજની

( પલંગમાંથી જરીક બેઠી થઈને ) પણ સુનીમ ! એ મારું કામ નથી. તમારા વકીલ સાહેબને કહો ને. એ 'ભાષણ' સારું કરશે.

સુનીમ

( ભાષણ શબ્દ પરનો કટાક્ષ સુનીમ સમજી શક્યો નહિ, એટલે પોતાની રીતે જ ) સો રૂપિયા આપના નામથી જાહેર કરે નાં ?

રજની

હા.

સુનીમ

બીજું કાંઈ ?

રજની

કસરતશાળાનાં છોકરાંને મીઠાઈ આપે, ને નરસિંહને ઉત્તેજન માટે કાંઈક આપે એવું શેઠ સાહેબ કહેતા હતા.

સુનીમ

જી હા, ને . . .

[ તાર લઈને ધમલો પ્રવેશ કરે છે. ]

સુનીમ

( તાર હાથમાં લઈને ) આપનો તાર છે.

રજની

( એક બાજુ જ મોં રાખીને સૂતાં સૂતાં ) કોનો છે, સુનીમ ?

સુનીમ

જી આપનો—શેઠ સાહેબનો.

રજની

શું છે ?

સુનીમ

બીજું કાંઈ નથી—My Love.

રજની

Love? (એકા જેવી થઈ જાય છે.) Love? આ દુનિયામાં એ... (પોતાની જાત પર કાબૂ મેળવે છે.—વાક્ય અધૂરું મૂકી પાછી ઢળી જાય છે.) મુનીમ! આવા તાર પહેલી અને બીજી શેઠાણી પર આવતા હતા?

મુનીમ

(સમજ્યા વિના જ) જી હા—શેઠ સાહેબ Loveના તાર તો બહુ જ કરે છે.

રજની

(ઉપેક્ષાથી) ત્યારે એનો જવાબ જેવી રીતે એ શેઠાણીઓ વાળતી તેમ મારી વતી તમે મોકલી આપશો?

મુનીમ

(કાંઈ જ ન હોય તેમ) જી હા. એ તો આપણે ત્યાં છાપેલાં ફોર્મ જ છે. શેઠ સાહેબનો તાર આવવાનો Love. આપે તાર કરવાનો Kiss—એટલા માટે તો છાપેલ ફોર્મો તૈયાર જ રાખીએ છીએ.

રજની

(મંદ અવાજે) એમ? મુનીમ! (એનો અવાજ મુનીમ પણ સમજી શકે એટલો દર્દ ભર્યો બની રહે છે) મુ...ની...મ!

મુનીમ

આપને કાંઈ થાય છે?

રજની

ના. કાંઈ નહિ, સેંજ બેચેની. પણ તમે પરણ્યા છો?

સુનીમ

(આ Personal Questionથી પોતાની જાત-મહત્તા વધી છે એમ માનીને મુનીમ જરાક આગળ સરી મુરબ્બીવટ ધારે છે) છ–ઐરાંને કમુવાવડ થઈ જાય છે–એટલે ડોક્ટરે કહ્યું, ત્રીજું ઐરું શોધો.

રજની

ત્યારે આ ધર્મદિવાશોમાં ત્રણ ઐરાં કરવાનો નિયમ જ લાગે છે. ઠીક ત્યારે, તમે તાર કરી દેજો–શું કરવાનો છે?

સુનીમ

એમ કે, Kiss.

રજની

હાં, બરાબર, Kiss.

[ બીજો તાર લઇ ધમલો પ્રવેશ કરે છે ]

સુનીમ

શું છે ?

ધમલો

તાર.

રજની

શું છે ?

સુનીમ

એ તો શેઠ સાહેબનો બીજો તાર. Love.

રજની

( સૂતાં સૂતાં જ ) ત્યારે તો બીજો પણ એક તાર મૂકજો. Love–Kiss–ના તાર હવે તમે જ સંભાળી લેજો હો. સંભાળશો નાં ?

મુનીમ

જી, એ તો પહેલેથી અમે જ આવા તાર લઈએ છીએ ને કરીએ છીએ. એનાં ફૉર્મ તો છાપેલાં છે. એટલે મહેનત કાંઈ પડતી નથી. ચાલ ધમલા, આ તાર મૂકી આવ તો.

[ જાય છે. પડદો પડે છે ત્યારે રજની ખુલ્લી બારીની બહાર દૂર દૂર જોતી જોતી શાંત સ્થિર—શૂન્યમનસ્ક—બનીને ધીમે ધીમે પલંગમાં ઢળતી જાય છે. ]

## અંક બીજો

### પ્રવેશ પહેલો

[ સમય : પંદર વર્ષ પછીનો. લગ્ન જીવનનાં પંદર વર્ષ વહી ગયાં છે. રજની અને શેઠ પ્રૌઢ જેવાં દેખાય છે. પણ રજનીના શરીર ઉપર અકાલવૃદ્ધત્વનાં ચિન્હ નજરે પડે છે. તે આજે પોતાની બારી-માંથી દૂર દૂર નજર કરીને જુએ છે. કોઇ સાધુ—ભીખારી છેટે ગાઇ રહ્યું હોય તેવું લાગે છે, અને તેના મીઠા સ્વર રસળતા રસળતા ચાલ્યા આવે છે. ]

*સોવત સોવત રજની ગઈ,
અબ આખિર કી ઘડી આઇ ગઇ.
ઉઠ જાગ મુસાફિર ! નિંદ તજી,
તેરી ચલને કી પલ આઇ રહી.
જીવન મેં સબ કુછ હો સકતે,
જિસ્ને પલ પલ ગિનતી કરી.

---

*બ્રહ્માનંદના કાવ્યનું અનુકરણ.

જો પલ ચૂકા, વો સબ ચૂકા,
અયસી ઉસકી કુંજી ઠરી.
જિસ્ને દિયા કુછ, વોહી લિયા કુછ,
દૂસરેકી ખાલી દોટ હુઈ.
ધાવત દોડત કુછ ન પાવત
ફેરા અફલ તબ સાર નહીં' !—સોવત.

[ રજની એક ઘડીભર થોભે છેઃ બારીની બહાર હરીયાળાં મેદાનો પર કાંઈક ખિન્ન હૃદયથી જોઈ રહે છેઃ પછી ધીમેથી પણ સ્પષ્ટ અવાજે બોલતી સંભળાય છે. 'આજે કહો ન કહો પણ મારૂં મન જાણે આ ગીતની સાથે સાથે-દૂર-દૂર પેલા ડુંગરની છાયામાં રમવા ચાલ્યું જાય છે. અરે ! વિધિની આ ક્રૂરતા કેવી ? કેટલાંક માણસો કોઈ દિવસ બાળક હોતાં નથી-કેટલાંક કોઈ દિવસ બાળક મટતાં નથી.' તે પોતાના ટ્રંક તરફ જતી દેખાય છે. કપડાંનો ઢગલો ફેંદી તેમાં નીચેથી એક ફોટો કાઢે છે અને એકીટશે તેને નિહાળી રહે છેઃ પછી બોલે છેઃ 'વિહારી-મલે અંતે મારી માનો ફોટો મોકલ્યો ખરો-કેટલી સુંદર અને છતાં કેટલી નશા ભરેલી એની આંખો છે ! અરે મા !-તેં મને તજી અને જે દયા બતાવી એના કરતાં મારી નાખીને વાત્સલ્ય બતાવ્યું હોત !' બહાર બારણા ઉપર ટકોરો પડે છે. અને તે ફોટો સંતાડી દે છે. ]

રજની

(ગભરાટથી) કોણ ?

ચંદુલાલ

એ તો હું. અત્યારે કેમ બંધ બારણું ?

રજની

(ઉતાવળે સરસામાન મૂકી દે છે. ટ્રંકની ચાવી કબાટ પર ફેંકી દે છે ) એ—આ—આવી હો!

ચંદુલાલ

કેમ શું કરો છો?

રજની

( ઉતાવળે બારણું ખોલતી. ) ચંદુલાલ, ડીયર, મને માફ કરજો. પણ મારું દિલ હમણાં જાણે એકાંતનું આશ્વાસન મેળવવા મથી રહ્યું છે—

[ બાડી આંખે ખંડમાં ચારે તરફ ઝડપથી નજર ફેરવી લે છે. રજની ટ્રંક પર એક વધારે કપડું ફેંકે છે. ]

ચંદુલાલ (અચાનક)

આપણને પરણ્યાં કેટલાં વરસ થયાં? ( ચંદુલાલ ખુરશી ખેંચી જજની ઢબથી બેસે છે. )

રજની

લગભગ પંદર.

ચંદુલાલ

પંદર વર્ષ સુધી માણસ કવિતામાં વાતો કર્યા કરે, ત્યારે જાણવું કે એને એક રોગ છે!—મારો વિચાર છે કે તમે થોડી Nerve ની—જ્ઞાનતંતુ મજબૂત કરવાની દવા લો તો સારું.

રજની

હું મારી વાત જવા દઉં ત્યારે—આપણે તમારા દૃષ્ટિબિંદુથી વાતો કરીએ—આજે હવા કેવી સારી છે!

(બહારથી સંગીતના રસળતા સ્વરો આવી રહ્યા છેઃ રજનીનું ધ્યાન ત્યાં છે, પણ નજર શેઠ સામે છે.)

[ 'આખિર કેમ મુકામ ગણે અહીં'—
તોરી ચલનેકી ચિઠ્ઠી આઇ રહી '
સંગીતના એ છેલ્લા સ્વરો સાંભળતી, ]

**રજની**

(હૃદય પર ભાર અનુભવતી) આ—હા !

**ચંદુલાલ**

કેમ શું છે ?

**રજની**

કાંઈ નહિ, સહેજ. આ કોણ ગાતું હશે ? ઘણી વખત રાતના શાંત વખતે તો એના શબ્દો મેઘબિંદુ જેવા—

**ચંદુલાલ**

(ઠંડી મજાકથી) કેટલાય નવરા દોઢ દોઢ પૈસે ગાય છે ! રાગડા ખેંચવાનો રોગ જેને લાગુ પડે છે એ, કહે છે, વ્યવહારમાં તદ્દન બેવકૂફ—

**રજની**

હું તમને એક સવાલ પૂછું ?

**ચંદુલાલ**

પૂછો ને.

**રજની**

તમને કોઈ દિવસ કોઈ ઉપર પ્રેમ થયો છે ? તમારા પુત્ર ઉપર પણ ?

**ચંદુલાલ**

પ્રેમ વિના તમારી સાથે પંદર વર્ષ કાઢ્યાં ?

રજની

ઘણી વખત માણસને સાથે રહેવાની ટેવ પડી જાય છે. પણ પ્રેમ એના કરતાં કાંઈક વધારે માગે છે.

ચંદુલાલ

જુઓ, હું તમને કહું. તમે એવી રીતે છોકરાને પણ એવકૂફ બનાવી દીધો. હવે એને તમારાથી જુદો રાખી વ્યવહાર શીખવા દેશો છે ?

રજની

મારાથી જુદો ?

ચંદુલાલ

હા ! મેં નિશ્ચય કર્યો છે કે હવે છોકરાએ કાંઈક શીખવા માટે તમારાથી છૂટું પડવું જ જોઈએ.

રજની

મને–મને–ઘણી વખત લાગે છે—

ચંદુલાલ

કે ?

રજની

( અભાનપણે ) જેવા અજાણ્યા સ્થળમાંથી હું આવી —એવા—!

ચંદુલાલ

( આશ્ચર્યથી ) જેવા અજાણ્યા સ્થળમાંથી—એ— શું ? કાંઈ ઘેલું તો નથી લાગ્યું નાં ?'

રજની

( શોકના કઠોર સ્વરે જાગૃત બની જઈ વાત ફેરવે છે. ફિક્કું હસીને, ) અજાણ્યું તો ખરું જ ના ?

ચંદુલાલ

( સાશંક ટ્રંક તરફ દૃષ્ટિ ફેરવીને ખેંચી લેતો ) આજે તમે ચંદ્રકાન્ત સાથે ફરવા જાશો ?

રજની

કેમ તમે આવવાના નથી ?

ચંદુલાલ

હું જરા કામમાં છું. અને માદીકરો એકલાં પડો તો તમે એને જરા સમજાવી શકો. એનું વાજું ધીમે ધીમે બગડતું જાય છે.

રજની

બગડતું જાય છે ? મને તો એના વિચાર બહુ જ સ્વચ્છ લાગે છે.

ચંદુલાલ

( પોતાની સહજ મશ્કરી ભરેલી રીતે ) અરે ! વિચાર વેચવાવાળા તો સાડાત્રણ દોઢિયાના પાંચ શેર મળે છે-મૂળ પ્રશ્ન આ છે : દોઢિયાં મેળવવાની તાકાત : સાચવવાની ફ્રુનેહ : રાખી મૂકવાની ચીવટ.

રજની

પણ એવો પૈસાનો 'ઢગલો' શા કામનો ?

[ 'ઢગલો' શબ્દ પરનો કટાક્ષ ચંદુલાલને ખૂંચી રહે છે ]

ચંદુલાલ

એ તમને ખબર ન પડે. 'ઢગલો' ન હોય ને, તો આ મોટર ફરે છે—તે પેટ્રોલ માગતી રસ્તામાં જ ખડી રહી જાય, સમજ્યાં ? તમે જ આવા વિચાર છોકરામાં મૂક્યા

લાગે છે–પૈસા વેડફી નાખવાના.

રજની

મેં એને આપ્યા નથી. એણે મને કહ્યા છે. ( ધમલો આવે છે. 'બાઈ સા'બ મોટર આઈ હય' એમ કહેતો ઉભો રહે છે. )

રજની

ચંદ્રકાન્ત આવ્યો ?

ધમલો

જી. ના. તે ત્યાં જ મળશે. તમે ફરવા જશો ત્યાં પરબારા આવશે.

ચંદુલાલ

બસ ત્યારે, તમે ફરી આવો–ધમલા, મારી મોટર પણ મંગાવજે.

[ બન્ને જાય છે. થોડીવાર પછી ચંદુલાલ ફરી પ્રવેશ કરે છે. ધીમે ધીમે ટ્રંક પાસે જતા દેખાય છે– ]

ચંદુલાલ

મને લાગે છે કે મારું બેટું, દાળમાં કાંક કાળું છે–કોઇ દિ કોઈ એનું સગું ફરક્યું નહિ–કાગળ આવ્યો નહિ–મારા બેટા ઉઠાવગીરો કયાંક મારી આખી મિલકતને હોઇયાં કરવાના મેળમાં હોય નહિ ? મને પણ રહી રહીને જાતી—પંદર વર્ષે શંકા જન્મી—પણ આજે એની દૃષ્ટિ 'ટ્રંક' ઉપર વારંવાર જતી હતી.

[ તે ટ્રંક પાસે જઇને ઉભો રહે છે ને તેની ચાવી શોધવા કબાટ ઉપર હાથ ફેરવે છે. એટલામાં 'બાઈ સાહેબ !' કહેતી અચાનક જસોદા આવે છે. ]

ચંદુલાલ

(ઉતાવળથી) જસોદા ! તારી બાઈ તો બહાર ગયાં છે ને ?

જશોદા

જી હા–પણ—(ગભરાય છે)

ચંદુલાલ

કેમ ? એમ કેમ કરે છે ?

જશોદા

તમે શું કરો છો ? ઈમાં તો બાઈનાં ઘરેણાં રે'છે.

ચંદુલાલ

આંહી આવ–આમાં બધું બરાબર હતું તેમ ગોઠવી દેજે–ને પેલો ફોટો પડ્યો તે આપ તો.

[જશોદા ફોટો આપે છે]

ચંદુલાલ

(થોડીવાર સુધી એની સામે જોતો ફરે છે . . . પછી અચાનક મોટેથી,) જશોદા! (તેની સામે જોઈ રહે છે.)

જશોદા

અરે ભઈ! શું થયું છે તમને ?

ચંદુલાલ

તેં . . . પણ . . . મને વાત ન કરી? આજ દિવસ સુધી ? પંદર વરસ–પંદર લાંબાં વરસો સુધી–મને આંધળો બનાવ્યો, તેં પણ . . . ?

જશોદા

(સમજી ગઈ હોય તેમ) તી મને હું ખબર તમારી જાણમાં નો'ય.

ચંદુલાલ (ઉતાવળથી)

સારું. પણ તારી જાણમાં જે હોય એ કહે. જો જે, હવે કાંઈ પણ છુપાવતી નહિ.

જશોદા

ઇમ તો વેચવા વાળા ગ્યા તે દી ઈમ કે'તાતા, કી, તારી મા રંડી છે તે છાની મરજે. ઈ તો તેદુની વાત થઈ. આજ સું સાંભરે ?

ચંદુલાલ

( હસે છે. એ હાસ્યનો પડઘો જસોદાને પણ બેચેન કરી મૂકે છે. ) એમ ? હા હા હા ! ત્યારે આ એની મા છે ?

[ ફોટો દેખાડે છે. ]

જશોદા

બાઇ'સાબ જોયા કરે છે. ઈની મા હશે તંઈ જ ઈમ જોતાં હશે નાં ?

ચંદુલાલ

( ગભરાટથી ને ઉતાવળથી ફરે છે : એની ચાલમાં અનિશ્ચિતતા છે : ઘા સહન ન થયાની વ્યાકુળતા છે. થોડી વાર પછી એ સ્થિતિ ફરી જાય છે. ) કાંઈ ફિકર નહિ. ( નિશ્ચય કર્યો હોય તેમ. એના જમણા હાથની મૂઠી વાળેલી છે. જસોદાને—) જો, ફોટો પણ સાચવીને બરાબર હતો તેમ મૂકી દેજે હો. ને જો, તારી બાઈ કોણ છે એ વાત કોઈને ન કહેતી–બાઇને પણ કાંઈ ન કહેતી–ને મુનીમને મારા ઓરડામાં મોકલ. જો જે–સંભાળીને હતું તેમ જ બરાબર મૂકજે હો–ને તારું મોં તો શીવી જ લેજે.

[ ચંદુલાલ ધીમે મક્કમ પગલે બહાર જાય છે. ]

જશોદા

( ટ્રંકમાં બધું ઠીકઠાક મૂકતી મૂકતી—સ્વગત, તેં પણ નો કીધું? લે-મારે રાંડને સું એવી ખોટી પંચાત કરવાની? તમે મોટે મોટાં આથડો ઇમાં અમારે હું? ( લુગડાં બરાબર મૂકતી દેખાય છે. ) આપણો છોકરો મરવા પડચો હોય તો બવબવ તો થોડાંક ફૂલ મોકલે–જાણે કીમ ફૂલ મોકલવાથી છોકરો બચી જાતો હોય-ને તેં પણ નાં કીધું? લે; મારે રાંડને તે એવી હી પંચાત-(ફોટો જોતી ) આ ફોટો જ છે ને કોક રાનોડનો, જોની ઇની આંખ્યું ! ( ફોટો મૂકી દે છે ) આપણે હું કામ? આપણે ગરીબને ઇવી ખોટી પંચાત્ય હાની? બધું હતું ઇમ મૂકી દઊં, નીકર નાહકનાં બે'ય બાધી મરહે ( મૂકે છે ) ઇ તો આવાના પૈસા ઇમ જ જાય ! [બધું બરાબર મૂકી જોતી—જોતી—ચાલી જાય છે.]

## પ્રવેશ બીજો

ચંદુલાલ

( ટેલીફોન હાથમાં લઈને ) હલ્લો ! કોણ? મી. રાહુલ ! યુ સી–આજે તમે જરા નવ વાગે આ બાજુ આવશો ? મારે જરૂરી કામ છે. હં, આવશો નાં? બસ, પણ બરાબર નવે હો. ચાલો સાહેબજી ! ( ફરી ચલાવીને ) હલ્લો કોણ? ડોકટર સાહેબ કે? નવ વાગે આંહી આવવાનું,

બરાબર સમજ્યા? સાહેબજી! Be punctual, please,–alright.

ચંદુલાલ

(આરામ ખુરશી પર આડો પડીને)

સાલ્લી! કમજાત છે ત્યારે જ છોકરો અવાર નવાર વાહિયાત વાતો કરે છે. મારો બેટો, હાથમાં આવે તો એક દોઢિયું રે'વા દે તેવો નથી–પણ–હું–મને લાગે છે કે કાંતો મારા બેટા ગઠિયા! છોકરો અઢાર વર્ષનો થાય એની રાહ જ જોતા હશે. પછી એક ઝપાટે મને પણ સ્વાહા!–ને પછી મિલકત પણ સ્વાહા! પણ આમાં . . . ઉતાવળા થવાની જરૂર નથી. હેં—અને ઉતાવળ પણ શા માટે? ક્રોધ કે તોફાન પણ શા માટે?

[ઘંટડી વગાડે છે. ધમલો આવે છે.]

ચંદુલાલ

મુનીમકુ ભેજો. ઔર જસોદા કુ બોલાવો.

ધમલો

જી. (જાય છે.)

[થોડીવાર પછી જશોદા આવે છે.]

ચંદુલાલ

જસોદા! એક પણ વાત તારા મોંમાંથી હવે બહાર ન જવી જોઇએ.

જશોદા

હોવે'. મારે શું છે તે હું કે'તી લાડું.

ચંદુલાલ

આનો બાપ કોણ છે? તને છે કાંઈ ખબર?

જશોદા

ઈ વાતું કરતો'તો તી હું ખબર કે' ધ્યાન રાખી લઈ. હશે કોક રખડતા જેવો. બાઇસા'બને તો, એનો બાપ થયો' તો ઈ પોતે, ઉકરડેથી લાવ્યો ને મોટાં કર્યાં. ને મા છે કોક ચામડી–એમ હાંભળ્યું'તું. તે હુની વાત બીજી તો હું હાંભરે ?'

ચંદુલાલ

ઠીક જા–

ચંદુલાલ

( ટેબલ પર હાથ મૂકીને સ્વગત જ નિશ્ચય કરે છે ) વાત તો એની પાસેથી જ મળશે–જો જરાક કવિતા વાળી વાતો કરીશું તો એ પોતે જ કહી દેશે. ( ઊઠે છે ) સાલું–મેં પણ કવિતો ફવિતો જોયો નથી. ( કબાટ વીંખે છે. એક એ ચોપડી કાઢે છે. કવિતાનાં પુસ્તક સામે જુએ છે. પછી મોટેથી–) 'શેલી'! 'શેલી–બાયરન–' આ બધા પણ આ પંથના જ છે નાં ? રખડુ લે'રી લાલા ! એમાંથી કાંઈક વાત કરવા જેવું મળી રહેશે ( ચોપડી ઉઘાડી વાંચવા બેસે છે. ત્યાં મુનીમ આવે છે ).

ચંદુલાલ

મુનીમ ! તમે ચોથી—પાંચમી–કેટલામી વખત પરણ્યા પછી ?

મુનીમ (ઉત્સાહથી)

જી હા; પાંચમી વખત; પણ સા'બ બૈરું નીકળ્યું જરાક રતાંધળું–ને જરાક જીભે થોથરાય છે.

ચંદુલાલ

(વિચાર કરીને સમજ્યો હોય તેમ) હાં હાં, ઘણી જ.

ડોક્ટર સાહેબ

તો તમે નરમ તબિયતની દવા કરાવો, સમજ્યા? છેક મધ્યયુગના જંગલીની પેઠે એક ઘાએ બે કટકા ન થાય—

[ સૌ હસે છે ]

ડોક્ટર

તમારો ચંદ્રકાન્ત જ હવે તો રાજકારણના અનેક ક્ષેત્રોમાં સેક્રેટરી બન્યો છે એ શું?

ચંદુલાલ

જમાનો ફર્યો. લોહી ફર્યું—પછી એમાં તો એ જ થાય નાં? એનાથી કાંઈ પૈસા જિરવાય!

વકીલ સાહેબ

એમ નહિ–એમ નહિ–મને લાગે છે તમારે હવે તો, કેટલીક, પ્રતિષ્ઠાવાળા સજ્જનો જ વાપરી શકે તેવી, સંસ્કારી રીતો શીખવી પડશે. તમે ચંદ્રકાન્ત સાથે આ માટે શું લડવાના છો? તમારાથી એના વિચારો જુદા પડે છે માટે?

ચંદુલાલ

Certainly not. ના. મારો વિચાર તો એમ છે કે, એણે થોડો વખત મુંબઈ જઈ આર્થિક કારણોનો અભ્યાસ કરી પછી આવી પ્રવૃત્તિમાં પડવું!

વકીલ સાહેબ

(કટાક્ષથી) There you are. Saheb, now you understand the spirit of the age

ખરો રસ્તો એવી રીતે કઢાય-સાહેબ ! અમારી પેઠે માર મારતાં શીખો–હસતાં હસતાં અને આનંદ કરતાં.

ડૉક્ટર

અને ચંદ્રકાન્તની તબિયત નરમ રહેતી હોય તો એને પણ...

વકીલ સાહેબ

( ખુરશી પર બેઠા જેવો થઈને ) ડાક્ટર સા'બ, તુમ અબ ગજબ કરતે હો! પણ આમ આવો—( બન્ને ઉઠીને જરાક દૂર જાય છે. ત્યાં ડૉક્ટરના કાનમાં કહે છેઃ 'તમારી જુક્તિ તો સારી છે. મા દીકરો બન્ને ઢળ્યાં ને શેઠ પણ ઢળ્યા તો ? પાછળ વારસદારો ? આપણે કાં ?')

ડૉક્ટર

શેઠની બીજી શેઠાણીને નાનો બીજો છોકરો આવશે નહિ? તમે ને હું બે ટ્રસ્ટી–શેઠ ટ્રસ્ટ તો કરશે નાં ?

( બન્ને જણા હસતા હસતા પાછા આવે છે. )

ચંદુલાલ

ડૉક્ટર સાહેબ ! ચંદ્રકાન્તની તબિયત તો એની માની તબિયત સુધર્યા પછી જ બગડશે ને ?

[ બધા હસે છે. ]

વકીલ-ડૉક્ટર

Now there you are, તમને આ યુગની કુનેહ હવે આવડી ગઈ ખરી. અમે એ જ વાત કરી રહ્યા હતા— કે આવી વાતને ઠેકાણે પાડવાની યુક્તિ હોવી જોઈએ—ગાળાગાળી કરે–મારામારી થતી હોય,

અવાજ કરતા હોય, લડતાં હોય–એતો સાળાં મધ્યયુગનાં માણસો. આપણે વળી લડવાડ, અવાજ, ધમાલ—આ સર્જરીના જમાનામાં એ તે શું?–એક શસ્ત્ર લીધું—ને ગૂમડું ફોડયું. એમાં વળી ખરી રીતે આટલી સ્પષ્ટ વાત ચીત પણ શી?– ચાલો ત્યારે સાહેબજી! અમે રજા લઈએ. (કટાક્ષથી) શેઠાણી સા'બને છ આઠ મહિને બરાબર આરામ થાય એવી દવા હું તૈયાર કરીશ. ચાલો ત્યારે.

[ બન્ને જવા માટે ઊઠે છે. ]

# પ્રવેશ ત્રીજો

## ચંદુલાલ

(કવિતાનાં પુસ્તકો ઉથલાવતો) મારે હવે થોડો વખત કવિ ને ફિલસૂફ પણ બનવું પડશે. કોઈ પણ વેશ ભજવવામાં જે મજા છે તે મજા વેશરુપ થઈ જવામાં નથી. ફિલસૂફ બનવું હોય તો મહેનત પડે–ભજવવામાં શું? ત્રણ વાક્યો ગીતાનાં, એનાં મૂળ ઉપનિષદ્‌માં–એનાં મૂળ વેદમાં–અને તમે જ્ઞાની. આપણને ઘણું ખરૂં જ્ઞાની થવામાં કે બનવામાં એટલો રસ આવતો નથી–જેટલો રસ લોકો આપણને જ્ઞાની માને, એમાં આવે છે. અને મને પણ અત્યારે, કવિતામાં એટલો રસ નથી, જેટલો, રજની માનતી થાય કે, હું કવિતા તરફ વળ્યો છું એમાં છે. માટે ચાલો બાયરન–શેલી–કીટ્‌સ એ બધા ઘેલા આદમીઓની જમાત વચ્ચે હું પણ જરાક બેસી જાઉં.

બાયરન પણ કોઈ લાલો છે હો—આપણે ત્યાં તો રસિકતા સુરતમાં. અમદાવાદી લોકો તો જંઈ જંઈ માટે મરે.

[ રજની પ્રવેશ કરે છેઃ સાથે ચંદ્રકાંત પણ છે. ]

**રજની**

( આશ્ચર્યથી ) ઓહો ! આજ આ શું ? આ તમે શું આદર્યું ? ખરેખર ! એકાંત માણસને પોતાના અંતર તરફ વાળે છે.

**ચંદુલાલ**

કેમ મને હવે પંચાવન નથી થયાં ?

**રજની**

એટલે ?

**ચંદુલાલ**

આપણા લોકો ચોપન વર્ષ, અગિયાર માસ ને ઓગણત્રીસ દિવસ જંઈ જંઇની વાતો કરે—ને પંચાવનમું બેઠું કે કોણ જાણે ક્યાંથી એકદમ પંચદશી અને ગીતા સમજતા થઇ જાય છે—તો હું થોડી કવિતા પણ ન સમજું ?

**રજની**

( ઉત્સાહથી ) હું પણ તમને એક નવી વાત કહું. કેટલી ય રાતો થયાં પેલી શાંત મધુર સુરીલી સંગીત બાની મારા કાનમાં ગૂંજ્યા કરતી હતી—હું બારી ઉઘાડું ને દૂર દૂર—પેલી નદીને કાંઠે એ શરૂ થતી—મેં તમને એ વાત કરી હતી—ખબર છે ? આજે એનો ચોર પકડાયો !

**ચંદુલાલ**

( ઉપરછલા હર્ષથી ) એમ ? કોણ ? કોણ હતો એ ?

રજની

કોણ હશે? તમે અનુમાન કરો.

ચંદુલાલ

હશે કોઇ રજનીનો માણનારો રસિક. કવિ–બાયરન જેવો કોઇક હોવો જોઇએ.

રજની

(ગભરાટથી) તમે મારું નામ લો છો?

ચંદુલાલ

ના, ના, અરે ઘેલી! રજની એટલે રાત્રિ.

રજની

ત્યારે તમારા આ પુત્રને એવી સુરીલી બાની મળી છે.

ચંદુલાલ

હેં! શું કહો છો? ચંદ્રકાન્તને?

[ચંદ્રકાંત હસે છે.]

રજની

આજે બોલતો–ને ગાતો ફરતો હતો ત્યાં એ પકડાઇ ગયો. ને સાથે બેચાર મિત્રો પણ હતા.

ચંદુલાલ

મિત્રો?

રજની

મિત્રો–મોડર્ન સેન્સમાં–કેટલીક કુમારિકા મિત્રો.

ચંદુલાલ

હાં હા; એ...મ? (શેઠ ચંદુલાલ 'એમ' બોલે છે ત્યારે 'એ' થી 'મ' છૂટો પડી અમીરીનો તોરભર્યો રણકો એમાં હોય છે.)

ચંદ્રકાન્ત ( કાંઈક ગર્વથી )

પણ એમાંની દરેક, મા ! બિલકુલ વર્ણ કે વર્ગમાં, માનતી નથી.

ચંદુલાલ

Good ! ખરેખર ? Very good.

રજની

બેટા ! પણ તું એ દરેકની વાત સાચી સમજતો નહિ. એમાંની દરેક ભલે વાતો કરે કે તે વર્ણ કે વર્ગમાં નથી માનતી–પણ એ માત્ર તારીસાથે–અને તે પણ જ્યાંસુધી તુંઆટલી સંપત્તિનો માલિક છે એ નજર પર છે ત્યાં સુધી. એ વર્ગમાં નથી માનતી એનો અર્થ એ કે એમને મન ધનિક સિવાય બીજો વર્ગ નથી.

ચંદુલાલ

( વાતમાં રસ લેતો હોય તેમ ) ના, ના. તમે એમ એના વિચારને છેક ઉચ્છેદી નાખો માં. ચંદ્રકાન્ત, તારા વિચાર શુદ્ધ હશે પણ તેને practical background નથી.

ચંદ્રકાન્ત

તે માટે હું યત્ન કરું છું.

ચંદુલાલ

પણ એમાં ઉતાવળ કામ ન આવે . . . તું અભ્યાસ કરી જો. પછી વિચાર કરજે.

ચંદ્રકાન્ત

( સહર્ષ ) મારૂં એવું કહેવાનું છે પિતાજી ! કે મિલકત વંશપરંપરા ચાલી આવે છે તે પ્રથા નાશ પામવી

ગૃહશાંતિ કરીને મૂહુર્ત જોવરાવવું છે.

રજની

એ તમે બહુ જ યોગ્ય કર્યું. ઘર શાંત લાગશે. તમારું હૃદય પણ શાંત થશે. આપણે તો કેટલે દૂર ફરી આવ્યાં, કેમ ચંદ્રકાન્ત?

ચંદ્રકાન્ત

લગભગ નવ માઈલ! દૂર દૂર નદીના એક હરિયાળા કાંઠા પર બેસી આવ્યાં.

ચંદુલાલ

(કાવ્યમય વાતાવરણની અસર થઈ હોય તેમ) મા-દીકરો બન્ને? મને તમારી અદેખાઈ આવે છે. કોઈક વખત એમ થાય છે કે ચિત્તની પ્રસન્નતા જેવો એકાદ હરિયાળી જમીનનો ટૂકડો મળી જાય, તો ત્યાં થોડીવાર બેસી આવું!

ચંદ્રકાન્ત (ઉતાવળથી)

ત્યારે મા! હું જાઉં છું, મારે જરા કમલાક્ષીને એક પુસ્તક આપવા જવાનું છે.

ચંદુલાલ

કયું પુસ્તક છે?

ચંદ્રકાન્ત

'Woman and Marriage'

ચંદુલાલ

પાછા જલદી આવજે હો, તમારી માને આજે જ મારે જ્ઞાનતંતુની Treatment અપાવવી હતી, પણ હવે શાસ્ત્રીજીને પુછ્યા પછી વાત.

[ચંદ્રકાન્ત જાય છે]

રજની

કેમ વળી મને શું છે?

ચંદુલાલ

ડાર્લિંગ, તું સંતાડે છે મારાથી–પણ તું Nervous Weakness નો ભોગ થઈ પડી છે. એવું ક્યાં સુધી ચલાવાય? અને તે પણ છતે ડોકટરે!

રજની

હું હવે દવાથી તો કંટાળી છું.

ચંદુલાલ (વધુ પડતા પ્રેમથી)

ના ડાર્લિંગ, એ શરીરના ધર્મમાં બેદરકારી ન ચાલે.

[ જશોદા આવે છે ]

જશોદા

શેઠ સાહેબ ! શાસ્ત્રીજી આવ્યા છે.

ચંદુલાલ

આવવા દે.

ચંદુલાલ

આવ તો રજની! આપણે શાસ્ત્રીજીને ઘરપ્રવેશનું મૂહુર્ત–અને તારી ગ્રહદશા વિષે પૂછી લઈએ.

રજની

(બેધ્યાનથી) મારી ગ્રહ દશામાં–એક અણજાણ્યો પ્રદેશ–નિતનિત વધુ ને વધુ સુંદર બનીને મને આકર્ષી રહ્યો છે!

ચંદુલાલ

ડાર્લિંગ! તું–હવે વધારે ને વધારે વિષાદમય બને છે એ શું? હું આ તારી છાની દર્દની વાત જાણવા.

[ શાસ્ત્રીજી પ્રવેશ કરે છે ]

ચંદુલાલ

શાસ્ત્રીજી! બોલો, પહેલાં તો રજનીના નવે ગ્રહની શાંતિ માટે શું કરવું ઘટે?

રજની

( હસીને ) કેમ વળી ? મારે ક્યાં ગૃહની પીડા છે ?

શાસ્ત્રીજી

તો ગ્રહની હશેઃ ગૃહની તો નથી જ. કાં ગ્રહની પીડા હોય–કાં ગૃહની.

ચંદુલાલ (ઉતાવળથી)

ઘરપ્રવેશનું મૂહુર્ત વહેલામાં વહેલું ક્યારે આવે? શાસ્ત્રીજી!

શાસ્ત્રીજી

નવું ઘર છે?

ચંદુલાલ

ના, જૂનું.

શાસ્ત્રીજી

તો વગર પૂછ્યું મૂહુર્ત, તેરશ ને ત્રીજ.

ચંદુલાલ

તેરશ કાલે ?

શાસ્ત્રીજી

હા.

ચંદુલાલ

થયું ત્યારે. ત્યારે તો કાલે જ. બીજાં શેઠાણીને ઘેર લાવીએ છીએ.

શાસ્ત્રીજી

એમ ? સારું સારું. ઈશ્વર એને પણ ઘોડિયું બંધાવે. ચાલો, ત્યારે એટલું જ કામ હતું નાં ? તો હું રજા લઉં ? મારે જરા ઉતાવળનું બીજે કામ છે.

[ શાસ્ત્રીજી જાય છે ]

[ચંદુલાલ દરેક વાત ઉતાવળથી કરતો હોય છે. કોઇ એકવાત ઉપર એ સ્થિર નથી તે એની બોલવાની ઢબથી દેખાય છે. વળી દરેક વાત કરવાની ખાતર કરે છે—ગ્રહ શાંતિની વાત ભૂલી ગયો—તેમ જ દવાની વાત ભૂલી ગયો—એવી ઝડપભરી વાતચીતથી એ મૂળ પ્રશ્ન પર આવવા મથી રહ્યો છે.]

ચંદુલાલ

હં, ત્યારે હવે તમે સમજ્યાં? મેં શા માટે ચંદ્રકાન્તને મુંબઈ જવાનું ઠરાવ્યું તે? આ એનાં Modern friends છે નાં–એ–માંથી થોડીવાર મુક્ત કરવા. વળી એ અભ્યાસી પણ છે.

રજની

(ખિન્ન હૃદયે) તમે ચોક્કસ ઠરાવ્યું છે? અને હું આંહીં એકલી? તો તો મને આ અરણ્ય જેવી એકલતા હણી લેશે.

ચંદુલાલ

(હિમ્મત આપતો હોય તેમ) તમને હવે પંદર વર્ષે અરણ્ય જેવી એ ક લ તા લાગે છે—જ્યારે ચંદ્રકાન્ત બધો કારભાર ઉપાડી શકે તેવો તેજસ્વી નીવડ્યો ત્યારે.

રજની (મોટેથી)

(બેધ્યાનથી) ચંદ્રકાન્ત!

ચંદુલાલ

ચંદ્રકાન્ત તો ગયો છે તે તમે ન જોયું? કેમ તમે આજ બહુ જ ઉદાસ છો?

રજની

(ગ્લાનિથી) મને કોઈ અજાણ્યા પ્રદેશમાંથી જાણે જાણીતો સાદ પડે છે; 'દી ક રી! આવતી રહે!'

ચંદુલાલ

આપણે એમ કરીશું—થોડો વખત હવાફેર ફરવા જઈશું ?

રજની

( ઉદાસીનતાથી ) જેવો સૌનો વાળ્યો છે—તેવો—તમારી સારવાર ને દેખરેખનો બદલો હું વાળી શકી હોત!

ચંદુલાલ

કાંઈ વાંધો નહિ. ચંદ્રકાન્ત છે—કારભાર બધો ઉપાડી લેશે. માત્ર તમારું શરીર સારું થાય એટલે બસ. બોલો, આપણે હવાફેર ફરવા જઈશું ?

રજની

[ કોઈ અપાર્થિવ તત્ત્વથી ઘેરાયલી હોય તેમ ધીમા, સ્પષ્ટ, મધુર પણ દર્દ ભર્યા અવાજે, બોલ્યે જાય છે. ]

મને લાગે છે મારી મા—જાણે મારી માં—મને ધીમે સાદે બોલાવી રહી છે!

ચંદુલાલ (સાશ્ચર્ય)

તમારી મા ?

[ ચંદુલાલ શેઠની એક આંખ હજારો વાતો કરી રહી છે. એ આંખથી જાણી શકાય છે કે શેઠ આ તકનો લાભ લઈ લેવા બિલાડી જેટલી ચપળતા સજે છે.]

રજની (અત્યંત કરુણતાથી)

મારી મા—જેણે મને જન્મતાં તજી દીધી. મારી માં!

ચંદુલાલ

( આશ્વાસન ને ધીરજ આપતો હોય તેમ) હોય; તજી

દીધી એમાં શું? મને ય નાનો મૂકીને જ મારી મા મરી ગયાં હતાં. ને હું રખડતો રહ્યો, એમાં શું? લોકભયથી ઘણાં છોકરાં ઘણી માતાઓ તજી દે છે!

[ છેલ્લું વાક્ય છૂટા શબ્દોમાં બોલીને તે રજની સામે જોઇ રહે છે. રજની એની તરફ જોતી જ નથી. ]

રજની

( એક તરફ દષ્ટિ રહી ગઇ છે, ચહેરા પર સંસ્મરણોની મધુર ઉદાસી છે. ) મારે પણ એમ જ થયું—ને. [અભાનપણે બોલતી હોય તેમ બોલે છે] એથી જ જે માતાને મેં જોઈ નથી–તેને વિષે એક મૂર્તિ મારા હૃદયમાં નિત્ય રચાતી જ રહી. હવે એ મૂર્તિ સંપૂર્ણ થઇ ગઈ છે.

[ એના છેલ્લા વાક્યથી તો ચંદુલાલ પણ જરા સ્તબ્ધ થાય છે—એટલામાં જ ટેલીફોન આવે છે. ]

ચંદુલાલ

હલ્લો? કોણ? ડૉક્ટર સાહેબ કે?–Oh yes, ચોક્કસ. રજનીને Nervous weakness લાગે છે–હા–કાલે સવારે જ. ચાલો સાહેબજી.

રજની

( ઊઠતાં ઊઠતાં ) હું હવે જાઉં? મને આજે બહુ જ થાક લાગ્યો છે.

ચંદુલાલ

( વિવેકથી ) તમે નાહક મન પર ભાર વેઠો છો. જુઓ, ચંદ્રકાન્ત પણ કાલે સવારે પાછો આવી જશે, તમે જ રજા આપો–એટલે કાલે મોકલી આપીએ. આવતો રહેશે, વચ્ચે વચ્ચે.

રજની (જતાં જતાં)

મને—મને આમાં કાંઈ જ ગમ પડતી નથી. ઘણી વખત મને મન થાય છે કે કોઈ ખભા પર માથું ઢાળી આંસુ પાડું–પણ–એવો માયાળુ ખભો માતા વિના બીજું કોણ આપે ?

[ધીમે શાંત પગલે લથડતી જાય છે. દૂરથી પેલા સ્વર આવતા હોય છે.]

[' આખિર કેમ મુકામ ગણે આંહીં', તોરી ચલનેકી ચિઠ્ઠી આઈ રહી . . . ']

ચંદુલાલ

(બાયરન શેલીને અભરાઈ પર ફેંકી દેતો) લ્યો કવિરાજો! માફ કરજો. તમને થોડીવાર પાસે રાખ્યા તો આ ઘેલી બૈરીએ પોતાની વાત પોતે કબૂલ કરી દીધી. હવે તમે પાછા–(અભરાઈ પર ફેંકીને) ત્યાં જાઓ. મારે જીવનમાં તમારો ખપ નથી કવિરાજો ! માફ કરજો...

[ચંદુલાલ બીજે બારણેથી નીકળી ચાલ્યો જાય છે. પડદો પડે છે ત્યારે લથડતે પગે ચાલતી રજની દેખાતી હોય છે–ને પેલા સ્વર આકાશમાં ગૂંજી રહ્યા છે.]

[તોરી ચલનેકી ચિઠ્ઠી આઈ રહી.]

## પ્રવેશ ચોથો

[ડૉક્ટર. ચંદ્રકાન્ત. શેઠ. રજની વગેરે. રજનીનો સુવાનો ઓરડો દેખાય છે. રજની પોતાની પથારીમાં—અસ્વસ્થતાથી પડેલી દેખાય છે.]

**ચંદુલાલ**

ના, પણ ડાર્લિંગ, તું એમ દવાની ના પાડે તે સારું નહિ.

**ચંદ્રકાન્ત**

મા! તમે હજી પણ દવાની ચીડ ધરાવો છો? તમારે લેવી જ પડશે—હમેશાં ટાઈમસર લેવાની, સમજ્યાં? નહિતર હું નથી જતો.

**રજની**

(હસીને) મેં તને ક્યાં જવાનું કહ્યું છે? હું તો કહું છું, તું મારી પાસે જ રહે.

**ચંદ્રકાન્ત**

તો! તમે હવે દવા લઈ લ્યો.

**ડૉક્ટર**

તમને શરીરમાં સ્ફૂર્તિ આવશે. ગ્લાનિ દૂર થઈ જશે.

**ચંદુલાલ**

લે, ડાર્લિંગ, લે.

[દવા લે છે. ડૉક્ટર ને ચંદુલાલ થોડીવાર બેસીને પછી ઉઠે છે.]

**ચંદુલાલ**

(જતાં જતાં—બહાર જતાં પહેલાં.) લ્યો, ત્યારે ડાર્લિંગ! તમે જરા સ્વસ્થ થાઓ ત્યાં હું આવું. ડૉક્ટર સાહેબ!

ડૉક્ટર

જી હા !

[ બન્ને જાય છે. ]

ચંદુલાલ

( બહાર આવીને ) ડૉક્ટર ! પાછો ભવાડો થાય નહિ—છ આઠ માસે જ બરાબર અસર થશે નાં ?

ડૉક્ટર (ધીમેથી)

સાહેબ ! તમે હજી વિજ્ઞાન એટલે શું એ સમજ્યા લાગતા નથી ! જે વિજ્ઞાન હજારો લાખોને અણદીઠ રીતે હણી શકે છે તે એક માણસની બાબતમાં fail થશે ? એ તો ધીમે ધીમે જ દવાની અસર થશે—સમજ્યા ? તમને ખબર પણ નહિ પડે—ને એક દિવસ . . .

ચંદુલાલ

આ રજની નહિ હોય એમ નાં ?

ડૉક્ટર

હા જી !

[ બન્ને જાય છે. ]

રજની

ચંદ્રકાન્ત ! કોઈ અજાણ્યા પ્રદેશમાંથી, જાણે મને કોઈ બોલાવી રહ્યું છે કે દીકરી આવતી રહે !

ચંદ્રકાન્ત

મા ! તમે એવી વાણી બોલો છો કે જે સાંભળતાં હૃદય કંપી જાય. તમારા અંતરમાં આટલો વિષાદ શાને સંઘરો છો ?

રજની

બેટા ! માત્ર હું નહિ—દરેક સ્ત્રી—એનું હૃદય તું

જોજે, અસંખ્ય નાની મોટી કરુણકથાઓ એમાં સંઘરી હશે—આપણી સામાજિક નાની મોટી કરુણકથાઓ—એને હિસાબે યુરપના મહાન વિગ્રહો—અહિંસા જેવા લાગે છે; એટલે જ હું ઘણી વખત કહું છું કે આપણે થોડાક હિંસાવાદી બન્યા હોત !

ચંદ્રકાન્ત

મા ! આજે હું જઇશ—ને તમે તો તમારો સ્વભાવ છોડતાં નથી—એ દુઃખ મને ત્યાં પણ લાગ્યા કરશે. તમને આ વિષાદ શા સારુ મા !

રજની

બેટા ! આ વિષાદ—અને આવા વિષાદ—એ આપણા નિત્યજીવનરૂપે છે. મારે તને એક છાની વાત કરવી છે. મને લાગે છે, જાણે હવે હું...કોઈ કરુણ અવાજના અદૃશ્ય આકર્ષણથી ધીમે ધીમે અનંત તરફ ખેંચાઈ રહી છું !

ચંદ્રકાન્ત

એવું તમે બોલો છો ? મારે એવું નથી સાંભળવું, જાઓ.

રજની

[ થોડીવાર થોભી જાય છેઃ પછી ધીમે સ્પષ્ટ શબ્દે બોલે છે, ]

પણ—તને એક ચિરસ્થાયી સ્મરણ આપતી જાઉં—મારા મૃત્યુ બાદ કોઈ પારકે મોંએ કોઇક દિવસ પણ તને એ મળશે, ત્યારે તું મને કેટલી ધિક્કારીશ ? એટલા માટે હું જ કહેતી જાઉં !

ચંદ્રકાન્ત

એવું શું છે, મા ?

રજની

તું મારો દીકરો છે એટલે હજારો વ્યથાને શાંતિથી પીવાનું બળ ધરાવે છે એમ ધારીને જ હું કહું છું હો.

ચંદ્રકાન્ત

મા! શું કહેવાનું છે?

રજની

દીકરા! હું હલકા કુળની—માબાપના ઠેકાણા વિનાની—કોઈક ઉકરડામાંથી કોઈકને જડેલી એવી—માત્ર ચામડી છું!

ચંદ્રકાન્ત

(શાંતિથી) તેનું હવે શું છે, મા? આજે તેનું શું છે?

રજની

તેનું તને કાંઈ લાગતું નથી, બેટા! કારણ કે તું મારો દીકરો છે—પણ જેમને મત, વર્ગ ને વર્ણ એ જ સર્વસ્વ છે, તેમને આ ગરીબ કુળ ને હલકી જાત—મને આંહીં આવ્યાં પંદર વર્ષ થયાં છે છતાં—જો કાને પડશે, તો મને ઉખેડી નાખવા તેઓ આકાશ પાતાળ એક કરશે. માટે તને કહું છું, કે તું આ તારા હૃદયમાં સંઘરી રાખજે.

ચંદ્રકાન્ત

પણ મા! તમે આંહીં—આ ઘરમાં—પરણ્યાં નથી?

રજની

પરણી છું ને બેટા! એટલે જ ફરી કહું છું, બેટા! તું તારી અભાગી માને કોઈક દિવસ સંભારજે. હું હલકી હતી, પણ મેં કોઈને હલકટ માન્યાં નથી.

ચંદ્રકાન્ત

મા! ત્યારે તો ખરી ઉચ્ચતા જ એમાં રહી છે. પોતે ઊંચો છે એ નિત્યભાનથી માણસ જેટલો નીચે પડે છે

એટલે બીજા કશાથી પડતો નથી. એટલે જ ઊંચા વર્ણો–એમની સઘળી નાગરશાહી ને બ્રાહ્મણશાહી ને વાણિયાશાહી —એ કેવળ સંખ્યાના પડછાયા છે—ખોટા ને મોટા.

રજની

બેટા ! એ તું માને છે—કારણ કે તને પરમાત્માએ એમ માની લે એવું સરળ સાદું હૃદય આપ્યું છે. પણ બીજાને મન, આ વાત પ્રગટ થાય તો, તારી કાંઈ જ કિમ્મત નથી રહેવાની ! તું પણ પતિત બનશે–આજ નહિ તું એંશી વર્ષનો થઈશ ને તે વખતે પણ જો આ વાત બહાર આવશે તો તું પણ પતિત !

ચંદ્રકાન્ત

મા ! મારી Girl friendsમાંની દરેક માત્ર પુરુષ ને સ્ત્રી–એવા બે જ ભેદ માને છે. કોઈ વર્ણ નહિ, કોઈ વર્ગ નહિ.

રજની

વર્ણમાં કદાચ ઓછું માનતી હશે–પૈસાનું આકર્ષણ હશે તો–પણ વર્ગમાં ન–માને–એ બને જ નહિ. વિચાર શક્તિ–કે તેજ–એના સામ્યથી રચાતાં જીવન એ આપણી ઉચ્ચનીચની દિવાલોમાં હજી જન્મ્યાં નથી,

ચંદ્રકાન્ત

પણ હું તમને કહું છું ને ?

રજની

અનુભવે એ તું ફેરવશે.

[ જશોદા આવે છે. ].

કેમ ? ફ્રેન્ડઝને ત્યાં ? પાર્ટી છે ? તું નહિ આવે ?—સાંજે નહિ આવે ? હં ! નહિ આવે ? પરબારો ઊપડે છે ? વહેલો જાય છે ? સાથ છે માટે ? હં ! ( ટેલીફોન મૂકી દે છે) જશોદા ! તું જા, મોટી શેઠાણી પાસે હું હમણાં આવું છું.

[ જશોદા જાય છે. ]

રજની

( સ્વગત ) માતા !—એની કેવળ સ્મૃતિ જ જીવનમાં મળી—પુત્ર ! એની પણ મૂર્તિ જ છેવટે સ્મૃતિમાં મળશે—કદાચ વિધિએ મને દુઃખ ભરેલી મધુર સ્મૃતિઓ જાળવવા માટે જ સરજી લાગે છે. આ છેલ્લી મુલાકાત છે એમ મને ત્યારે પણ લાગતું જ હતું—

[ ઢળી પડે છે. ]

# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો

[ રજની: જસોદાઃ ડૉકટર, ચંદ્રકાન્ત ]

રજની

જશોદા !

[ જશોદા આવે છે. ]

રજની

તને લાગે છે હું જીવીશ ?

જશોદા

અરે બાઇ હાબ ! ઇમ શું કરતાં હસો ? બે દિમાં હારું થઈ જાહે.

રજની

મેં તને કોઇ દિવસ કાંઈ અન્યાય તો નથી કર્યો નાં ?

જસોદા

અરે ! બાઈ હાબ ! તમે તો—અમ ગરીબ ઉપર બહુ નજર રાખી છે.

રજની

તું મારું એક કામ કરીશ?

જશોદા

હું? બાઈહા’બ?

રજની

આજે ચંદ્રકાન્ત આવે છે તે તને ખબર છે નાં? આઠ દિવસનું કહીને ગયો—ને નવ મહિના કર્યા. તું મારો એક કાગળ—એને હાથોહાથ સ્ટેશને પહોંચાડીશ?

જશોદા

હોવે બા, ઈમાં શું?

રજની

કોઈને ખબર ન પડે હો!

જશોદા

પવનેંય નો જાણે ને. શેઠે કીયું’તું કી ફોટુની વાતની તારી બાઈને ખબર નાં પડે તે મેં તમને કોઈ દી વાત કરી છે? મારે હું? તમારી વાત ઈને નો કરું; એની વાત તમને નો કરું. મારે હું?’

[રજની કાગળ આપે છે]

રજની

જોજે હો—કોઈને ખબર ન પડે—હાથોહાથ પહોંચાડજે હો. પણ તેં ફોટાનું હમણાં કહ્યું એ શું છે?

જશોદા

ઈમાં કાંઈ વાત નથી મારી માં! વાત મૂકોને. ઈતો તમારા ટંકમાં ફોટો હતો—ઈ શેઠ બહુ જોજો કરતા’તા ઈની વાત. પણ આ વાત તો પવનેંય નો જાણે બા! તમે ગભરાહો માં.

રજની

અને તરત આપી દેજે—જેવો શિતરે કે તરત.

જશોદા

તરત, બા, તરત.

[ જાય છે. ]

રજની

જશોદાએ વાત કરી એ ઉપરથી ચોક્કસ લાગે છે કે શેઠને મારા વિષે લાંબા વખતથી શંકા ગયેલી હતી.

મને લાગે છે—કે હું લાંબો વખત નથી. ક્હો—ન ક્હો—પણ પોતાની દિવાલને અભેદ્ય રાખવા માટે મને ઝેર આપવામાં આવે છે—જે ઝેર ધીમી રીતે હણે, શાંત રીતે મારે. અમસ્તું પણ સ્ત્રીનું જીવન—ધીમા ઝેરથી નિતનિત—શોષાય છેઃ મેં ચંદ્રકાન્તને ખબર તો આપ્યા છે—કે જેથી એ તો બચી જાય. મારું સમગ્ર જીવન—સમગ્ર જીવન—અણજાણ ઉદ્ભવ્યું—અણજાણ વહ્યું—અણજાણ જશે.

[ શાંત રીતે ઢળી પડે છે ]

ચંદુલાલ

( ડૉ. ને ચંદુલાલ પ્રવેશ કરે છે ) ડૉ. સાહેબ ! ભલે ગમે તે ખર્ચ થાય પણ રજની બચવી જોઈએ,

રજની

[ દુઃખથી અકળાય છે બોલી શકતી નથી. તે ચંદુલાલ સામે જોઈ રહે છે. ]

ચંદુલાલ

તને શું થાય છે, ડાર્લિંગ !

રજની

મને ? મને એમ થાય છે કે હવે આ પીડા અસહ્ય

બનતી જાય છે. તમને લાગે છે કે મેં જોઈએ એટલું સહન કરી લીધું ગણાય?

ચંદુલાલ

શી વાત કરે છે, ડાર્લિંગ! ડૉક્ટર કહે છે કાંઈ થવાનું નથી.

રજની

ડૉક્ટર? ડૉક્ટર એમ કહે છે? (તીખાકટાક્ષથી) આ યુગનું ધાવણ ધાવેલો માણસ—આર્થિક ન હોય એવી—બીજી કોઈ પણ જાતની માનસિક પીડા—સમજવાનું બળ ધરાવી શકે ખરો?

ચંદુલાલ

ડાર્લિંગ, તું હવે તો ખરેખર ઘેલાં કાઢે છે હો!

રજની

એટલા માટે કે મેં જે દેહસમર્પણ કર્યું-એ તમારી અભેદ ભીંત તોડવા માટેની પૂરી શિક્ષારૂપે ગણાય—ને મારા એકના એક સંતાનને બચાવી લેવાય! અભેદ દિવાલ ઉપર એ જુવાનનું પણ બલિદાન ન લેવાય.

ચંદુલાલ (થોડીવાર થોભી જાય છે)

(કાંઈક કઠોરતાથી) ઘેલી થઈ ગઈ છે કે શું?

રજની

આપણી સંસ્કૃતિનો આત્મા સ્ત્રીઃ માતાઃ એ હતો. એનું પતન થયું ત્યારે સૌથી વધારે સહન પણ એમણે કર્યું. શેઠ! હું સમજું છું. તમે મને ખૂબ તાવી. હવે એ સંતાપને દંડરૂપે સ્વીકારી—મારા એકના એક બચ્ચાને—

[મલો આવે છે]

મઘો

સા'બ વધામણી!

ચંદુલાલ

શેઠાણી સા'બને કુંવર આવ્યા?

મઘો

હોવે શા'બ!

[ ડૉક્ટર દોડે છે—જાય છે—ચંદુલાલ પણ જવા માટે પગ ઉપાડે છે. પણ રજની એને રોકે છે. ]

રજની

બસ, હવે તમે મારા છોકરાને પણ હણશો—શેઠ! તમે મને હણી—પણ એને—એને તો રહેવા દો! એ પણ તમારો જ છોકરો છે-નાં?

ચંદુલાલ [ ઠંડી મીઠી ક્રૂરતાથી ]

ડાર્લિંગ! તું—તારા ચામડીના છોકરાના હાથમાં લક્ષ્મી જેવી વસ્તુ હું રહેવા દઈશ એમ હજી તું માને છે?

રજની

એ હું નથી માનતી. હું તો તમને વિનંતી કરૂં છું—કે એને બચવા દો. ભલે એ જીવે.

ચંદુલાલ [ કઠોરતાથી ]

એ ન બને!

રજની

એને બચાવો—એને બચાવો—મારી ચામડીની એ વિનતી નથી. મારી માતા તરીકેની એ વિનતી છે. તમારા શાસ્ત્રમાં પણ સ્ત્રીને માતા તરીકે પવિત્ર માની છે.

બનતી જાય છે. તમને લાગે છે કે મેં જોઈએ એટલું સહન કરી લીધું ગણાય?

ચંદુલાલ

શી વાત કરે છે, ડાર્લિંગ! ડોક્ટર કહે છે કાંઈ થવાનું નથી.

રજની

ડોક્ટર? ડોક્ટર એમ કહે છે? (તીખાકટાક્ષથી) આ યુગનું ધાવણ ધાવેલો માણસ—આર્થિક ન હોય એવી —બીજી કોઈ પણ જાતની માનસિક પીડા—સમજવાનું બળ ધરાવી શકે ખરો?

ચંદુલાલ

ડાર્લિંગ, તું હવે તો ખરેખર ઘેલાં કાઢે છે હો!

રજની

એટલા માટે કે મેં જે દેહસમર્પણ કર્યું-એ તમારી અભેદ ભીંત તોડવા માટેની પૂરી શિક્ષારૂપે ગણાય—ને મારા એકના એક સંતાનને બચાવી લેવાય! અભેદ્ય દિવાલ ઉપર એ જુવાનનું પણ બલિદાન ન લેવાય.

ચંદુલાલ (થોડીવાર થોભી જાય છે)

(કાંઈક કઠોરતાથી) ઘેલી થઈ ગઈ છે કે શું?

રજની

આપણી સંસ્કૃતિનો આત્મા સ્ત્રીઃ માતાઃ એ હતો. એનું પતન થયું ત્યારે સૌથી વધારે સહન પણ એમણે કર્યું. શેઠ! હું સમજું છું. તમે મને ખૂબ તાવી. હવે એ સંતાપને દંડરૂપે સ્વીકારી—મારા એકના એક બચ્ચાને—

[ મનો આવે છે ]

મઘો

સા'બ વધામણી!

ચંદુલાલ

શેઠાણી સા'બને કુંવર આવ્યા?

મઘો

હોવે શા'બ!

[ ડોક્ટર દોડે છે—જાય છે—ચંદુલાલ પણ જવા માટે પગ ઉપાડે છે. પણ રજની એને રોકે છે. ]

રજની

બસ, હવે તમે મારા છોકરાને પણ હણશો—શેઠ! તમે મને હણી—પણ એને—એને તો રહેવા દો! એ પણ તમારો જ છોકરો છે નાં?

ચંદુલાલ [ ઠંડી મીઠી ક્રૂરતાથી ]

ડાર્લિંગ! તું—તારા ચામડીના છોકરાના હાથમાં લક્ષ્મી જેવી વસ્તુ હું રહેવા દઇશ એમ હજી તું માને છે?

રજની

એ હું નથી માનતી. હું તો તમને વિનંતી કરૂં છું—કે એને બચવા દો. ભલે એ જીવે.

ચંદુલાલ [ કઠોરતાથી ]

એ ન બને!

રજની

એને બચાવો—એને બચાવો—મારી ચામડીની એ વિનતી નથી. મારી માતા તરીકેની એ વિનતી છે. તમારા શાસ્ત્રમાં પણ સ્ત્રીને માતા તરીકે પવિત્ર માની છે.

ચંદુલાલ [ કઠોરતાથી ]

હવે એ ન બને—તું તો ઘડી બે ઘડીમાં જશે જ—ને પછી એ પણ જશે—આવી જ રીતે અદૃશ્ય થશે.

રજની [ દુઃખથી ]

તારે ત્યાં પંદર વર્ષ સુધી મેં શરીરધર્મ બજાવ્યો એનું કોઈ નીકું સંસ્મરણ તને આવતું નથી?

ચંદુલાલ

સંસ્મરણ? મારા ત્યાં પંદર વર્ષ નોકરી કરનારને જેટલી શાંતિથી હું હાથમાં એક મહિનાની નોટીસ ને પગાર આપી દઉં છું—ને એમાં કોઈ દિવસ મારા મનમાં અરેરાટી થતી નથી—એટલી જ શાંતિથી હું તને પણ જવા દઉં છું. એવી Personal Feeling રાખવી એ મારા સ્વભાવમાં જ નથી. હું શાંકરદર્શનમાં માનું છું. 'કા તવ કાન્તા કસ્તે પુત્ર' વગેરે. અને તેં શરીરધર્મ મફત બજાવ્યો છે? મેં કેટલાં ઘરેણાં—સુખસાધન—તને આપ્યાં હતાં?

રજની

મને ખાતરી જ હતી. તું કોઈ દિવસ ગુસ્સે નથી થયો—એ ઉપરથી જ મેં જાણ્યું હતું કે તું જ્યારે હણશે ત્યારે ઠંડી રીતે જ હણશે; તારી મુદ્રામાં ઠંડા કાતિલ ઝેરની સ્પષ્ટ રેખા છે!

ચંદુલાલ

તે હશે—પણ મારે નવા પુત્રને સંભાળવા જવું પડશે

રજની [ ઢળી પડે છે ]

ઓ હો!

ચંદુલાલ

ગઈ? [ પાસે જાય છે ] ગઈ—?

[ અચાનક ચંદ્રકાંત પ્રવેશ કરે છે. ]

ચંદ્રકાંત

[ એકદમ ] ના નથી ગઈ. મા! [ પાસે જાય છે. એના પગ ઝાલીને રડી પડે છે ] મા! તમે ગયાં? ફરી ન જ મળ્યાં?

ચંદુલાલ

બેટા! ઘણા પ્રયત્ને પણ ન બચી—તું જરાક ડોક્ટરને બોલાવીશ?

ચંદ્રકાંત

ઓ મા! તમે ગયાં—અને મને મૂકી ગયાં?

ચંદુલાલ

બેટા! સંસારમાં એમ જ બને છે.

ચંદ્રકાંત

ડોસાજી—ડોસા—આ ઘા ભારે પડી જશે હો. તારી સંસારની ફિલસૂફી—આણે પોતે ભસ્મ થઈને પણ મને સમજાવી છે હો!

ચંદુલાલ

અરે ચંદ્રકાન્ત! ગાંડો થયો છે કે શું? એવું બોલાય?

ચંદ્રકાંત

ગાંડો! દિવાલો તોડવા ઇચ્છનાર હરેક ઉગ્ર ને વ્યગ્ર ને દિવાના થવું જ પડશે. ગાંડો તો હવે થઈશ. મારી મા ચામડી હતી એ મને ખબર છે. એટલા માટે તેં એને હણી—પંદર વર્ષ પછી—ઠંડી રીતે. હવે મારો વારો છે કેમ?

ચંદુલાલ

તું તો ગાંડો છે ગાંડો. કાંઈજ સમજતો નથી.

ચંદ્રકાંત

હું કાંઈ ન સમજત. પણ જેણે પોતાનું જીવનસમર્પણ કરીને મને બચાવ્યો—તેના છેલ્લા કાગળે મને સમજાવી દીધું.

ચંદુલાલ

કે—?

ચંદ્રકાંત

કે તું મને પણ મારવા માગે છે. પણ હું ચોખંડ ધરતીમાંથી ગમે ત્યાંથી મારો ચારો ચરી લઇશ. તારી મુંબઈની ઓફીસની કુંચી [ કૂંચીઓ ફેંકે છું ]

ચંદુલાલ

પણ એણે મને દગો દીધો !

ચંદ્રકાંત

એણે તને દગો દીધો ? દગો ? તમને અભેદ્ય દિવાલોમાં રહેનારાને કોઈ દગો દઈ શકે ખરું ? દગો તો તેં દીધો પંદર વર્ષ સુધી સાથે રહ્યા પછી—કેવળ નામ માત્રની ઉચ્ચતા જાળવવા માટે. એ ચામડી હતી—પણ છેવટની ઘડી સુધી સાચી રહી હતી નાં ? અને તું પણ શું છે ? તને કોણ ઉંચો માને ?

ચંદુલાલ

પણ તું—તું ઉતાવળો ન થા. હું તને મિલકતમાં ભાગ આપીશ.

ચંદ્રકાંત

ભાગ? ભાગ મને ચામડાને શું કરવા? હું તારી જાતનો નથી. હું મારી માની જાતનો છું. મારી મા કે જે તારા કરતાં શ્રેષ્ઠ હતી.

[ જસોદા પ્રવેશ કરે છે ]

જસોદા

શેઠ સા'બ, ડોક્ટર સાહેબ કહે છે, જલ્દી આવો નાના છોકરાને તાણ આવે છે.

ચંદ્રકાંત

એક ઘડી થોભ.

ચંદુલાલ

મારે જવું જોઈએ.

ચંદ્રકાંત

સાંભળ્યા વિના જઈશ તો પસ્તાવો થશે. હું મારી માને ચરણે પડી રજા લઈ લઉં એટલી વાર થોભ

[ મા પાસે જાય છે ચરણે પડે છે. [

ચંદુલાલ

મા! તારા જેવી કૈંક સ્ત્રીઓએ આ અભેદ્ય દિવાલો હણવા જુવાની ને જીવન હોમ્યાં છે. એ દિવાલોએ કૈંકને— પોતાની જ્ઞાતિના ન હોય એવા કૈંક તેજસ્વી જુવાનોને—કેવળ જીવતાં મુડદાં બનાવી દીધા છે [ ચરણમાં પડે છે ] મા!

ચંદુલાલ [ જવા માટે પગ ઉપાડતાં ]

તું થોભજે. હું હમણાં આવું છું.

ચંદ્રકાંત

[ ઉતાવળે જવાની તૈયારી કરીને ] શેઠ! હું તો આ

ચાલ્યો—આ તારી બનાવટી ઉચ્ચતા તજી સાચી ઉચ્ચતા મેળવવા. જેમાં શક્તિ એ એક જ વર્ણરચનાનું પ્રધાન અંગ હોય એવી સાચી વર્ણપંક્તિ સરજવા [ જતાં જતાં મા તરફ નમીને ] મા! તમે મને તમારા જેવો જ અજાણ્યો કરીને ગયાં? રે મા! તમારું સમર્પણ કેવળ મૌન હતું —છેવટની ઘડી સુધી. એ તમારી મૂકવાણી સ્ત્રીજીવનમાં રહેલી ખરી કરુણતાનો ધ્વનિ છે [ જતાં જતાં ] શેઠ! મારી માની ભસ્મ જોવા હવે હું નહિ થોભું. કારણ કે દેખીતાં હજારો ઘરો—નાનાં કે મોટાં—મૂંગીવાણીથી ભરપૂર એવી ભસ્મમૂર્તિઓ જ સાચવી રહેલ છે. મારે એ મૂર્તિઓ શોધવી રહી—એમની વાણી બોલવી રહી—એમને વાણી આપવી રહી.

[ જાય છે ]

## પ્રવેશ પહેલો

[ ચાંદની રાત છે. રૂપેમઢચા ફળીમાં રૂપસુંદરી રેંટિયો કાંતે છે. થોડે દૂર મુનિમહારાજ શીલગુણસૂરિ બેઠા છે. એમનો વેષ સાધુને છાજે તેવો અત્યંત સાદો.અને સ્વચ્છ છે. પાછળ ચૈત્યમંદિર દેખાય છે.]

### રૂપસુંદરી

[ રેંટિયો કાંતતાં કાંતતાં થંભી જઈને ] અમારે ઉઠીને રૈયતને લૂંટવાનો સમો આવ્યો. અમારી રૈયતને અમે જ લૂંટીએ! આ તો સહન થતું નથી મુનીજી! એના કરતાં તો ભલેને રાજ પાછું ન મળે.

### શીલગુણસૂરિ

કાળનો મહિમા છે ને! [ થોડીવાર શાંત રહે છે ] તમને ક્યાં ખબર નથી? અસારદુનિયામાંથી વનરાજ શો સાર કાઢશે એમ ધારીને, નાનો હતો ત્યારે તો, મેં જ એને ચૈત્યવાસમાં નહોતો બેસાર્યો?

રૂપસુંદરી

હા; મંદિરની દીપાવલિને ઊંદરડાઓથી રક્ષણ કરવા માટે.

શીલગુણસૂરિ

હમેશની હમેશ દીવાની વાટો ઊંદરડા ખેંચી જતા એ જોઈને મેં એને ત્યાં બેસાર્યો કે ઊંદરડાઓ દીપકની વાટો ખેંચી ન જાય. તો એણે શું કર્યું તમને ખબર છે?

રૂપસુંદરી [ હસતાં હસતાં ]

શું કર્યું મુનિજી? આળવીતરો બહુ તો!

શીલગુણસૂરિ

એ તો ઊંદરને જ નિશાન કરીને, તાકીને એવી કાંકરી ગલોલે કે ઊંદરડો દોડે ત્યાં જ ઢગલો! એણે તો હત્યાકાંડ જ માંડી!

રૂપસુંદરી

મને કહેતો હતો ચોરને તો શિક્ષા હોય; એને કાંઈ મુનિજીની પેઠે આપણાથી પંપાળાય? અને આજ હવે પોતે ચોરી કરવા ગયો છે તેનું શું?

શીલગુણસૂરિ

મેં તમને કહ્યું તે પ્રમાણે જ થવાનું છે. એના ભાગ્યમાં રાજયોગ છે. રેખામાં રાજયોગ છે. આકૃતિમાં રાજયોગ છે. અને વધુ તો એના પરાક્રમી સ્વભાવમાં રાજા થવાનું બીજ છે. એટલે તો એને મંદિરમાંથી ખસેડી લઈ પાછો આ પંથે મૂકી દીધો!

રૂપસુંદરી

પણ આ પંથ તો મુનિજી! હરઘડીએ સામે મૃત્યુ

દેખાય એવો છે! રાજ તો પાછું મેળવે ત્યારે—પણ તે પહેલાં એને પોતાને એકના એકને ખોઇ બેસું તો? છાતીનો બહુ આધેરો છે. અને હજી છે ગભરૂ જેવો [ સાદ ગળગળો થાય છે ] એટલે મોકલ્યો છે ખરો. પણ જીવ ત્યાં ને ત્યાં છે.

**શીલગુણસૂરિ**

સાથે કોણ સજ્જન ગયો છે?

**રૂપસુંદરી**

એ સિવાય બીજા કોઇનો તો ક્યાં ભરોંસો થાય તેમ છે? પટલિકનો છોકરો છે એટલે સૌ કોઇ એનું માને છે. પણ એને ય વાતની ગંધ તો આવી લાગે છે!

**શીલગુણસૂરિ**

શી?

**રૂપસુંદરી**

કે આ કોઈ દેશવટો ભોગવતું રાજકુટુંબ છે. પાર્શ્વ-નાથના સોગન લઈને કહેતો'તો ને કે તમે મને કહો તો ખરાં તમે કોણ છો? મને તમારો સેવક ગણી લેજો. મહા-રાજની વાતો કરતો હતો ને.

**શીલગુણસૂરિ**

પણ તમે કાંઈ કહેતાં કાંઈ, કહેતાં નહિ.

**રૂપસુંદરી**

કહેવાય કાંઈ? કીધું ભાઈ, અમારે ગરીબને તારે આશરે બે દ્રમ્મ મળે તો બે મહિનાની ખરચી નીકળી જાય. તું છો એટલે આને ભેગો મોકલવાની હિમ્મત થાય છે. બાકી અમે તો, કોઈ કહેતાં કોઇ ધરતીમાં સગું નથી.

એટલે, આંહીં આવીને મંદિરને આશરે પડ્યાં છીએ!

શીલગુણસૂરિ

ક્યાં બાજુ ગયા છે?

રૂપસુંદરી

ક્યાંક—કાકર બાજુ જવાની વાત હતી. હવે આવે ત્યારે ખરા. પણ ભાઈએ આગ્રહ કર્યો એટલે હું શું કરું? નહિતર આવા ચોરીના ધંધા તે આપણે હોય?

શીલગુણસૂરિ

પણ ભાઈની—સુરપાળની–વાત સાચી છે. પલોટાણા વિના એમ એકદમ બહારવટું ખેડાય નહિ!

રૂપસુંદરી

ભાઈએ પણ એ જ કહ્યું કે પહેલાં નાની નાની લૂંટફાટમાં પલોટો, પછી હું મોટા બહારવટામાં સાથે ઉપાડું. પહેલાં છાતી તો કાટવા દ્યો; રાજાના કુંવરને ઉઠીને આ ચોરના ધંધા—

શીલગુણસૂરિ

આ ચોરી પાપ નહિ ગણાય.

રૂપસુંદરી

અરે! ગુરુજી! ગયા ભવનું પાપ તો આ ભવે ભોગવીએ છીએ—ત્યાં પાછું આ નવું પાપ બાંધવા માંડ્યા. પાપ કેમ ન કહેવાય? જેનો દ્રવ્યનો આધાર જાશે એનો તો આત્મા કકળી ઉઠશે નાં?

શીલગુણસૂરિ

પણ આ તો પલોટાવા માટે છે; રૈયતને પરતંત્રતામાંથી છૂટા કરવાનું એક પગથિયું છે! રાજાને પણ પોતાનો

ધર્મ છે નાં ?

[ રૂપસુંદરી વિચારમાં પડે છે. કાંતવાનું ધીમે ધીમે ચાલે છે. વચ્ચે વચ્ચે બોલે છે. ]

**રૂપસુંદરી**

આ પણ એક ધર્મનો કોયડો આવ્યો છે. રૈયતને લૂંટતા નથી—તો રાજા થવાતું નથી. લૂંટીએ છીએ તો રાજા શેના ? હવે તો આમાંથી ભગવાન જે મારગ બતાવે એ ખરો.

## પ્રવેશ બીજો

[ નાના સરખા કાકરગ્રામનું એક ઠીકઠીક જણાતું મધ્યયુગી મકાન. બારણે ચાકળા બાંધ્યા છે. ઘરના એક ખૂણામાં એરંડિયાનો દીવો જગી રહ્યો છે. એક નાનું બે ખંડનું ઘર છે; અંદરનો ખંડ બારણા વિના ખાલી ભીંતોડાથી જુદો પડે છે. થોડીવારે ઓશરીમાં એક પડછાયો દેખાય છે. અંદરના ખંડમાં અત્યંત ચૂપકીથી જોયા કરે છે. અંદર એક ખંડમાં સૌ સૂતાં છે. પડછાયો થોડીવાર ત્યાં ઊભો રહીને સૌને નિહાળ્યા કરે છે. પછીથી કાંઇ જડીબુટી જેવું ત્યાં મૂકી આવે છે. ]

**વનરાજ**

[ એક બીજો જુવાન એની પાછળ દેખાય છે એનો હાથ પકડીને કાનમાં ] સૌ સૂતાં છે; ઘોરે છે. મારી પાછળ ચાલ્યો આવ.

**સજ્જન**

[ વનરાજનો હાથ પકડીને ] સૂતાં તે ભલે ત્યાં સૂતાં.

વનરાજ

તું બહાર ચાલને હવે; હું ત્યાં તને બધી વાત કરીશ.

[ સજ્જન બબડતો બબડતો આગળ થાય છે વનરાજ ને સજ્જન બન્ને બહાર નીકળે છે. બહાર જતા પહેલાં વનરાજ પેલી પોતે મૂકેલી જડીબુટી ઉપડી લાવે છે. ]

[ બન્ને જણા ધીમે ચોર પગલે બહાર નીળી જાય છે ]

## પ્રવેશ ત્રીજો

[ ગામ બહાર જંગલના એક રસ્તે બન્ને ચાલ્યા જતા નજરે પડે છે. આગળ વનરાજ છે. પાછળ સજ્જન છે. ]

સજ્જન

આજ તો હવે તમારે મને કહેવું જ પડશે. કહો ન કહો પણ તમે ધંધાદારી લૂંટારા નથી.

વનરાજ

એમ શા ઉપરથી કહે છે? હું પણ તારા જેવો લૂંટારો છું. મારે પણ લૂંટીને પેટ ભરવું છે. જેમ તારે પેટ છે એમ મારે પણ પેટ છે. તારે એક નાક છે તો મારે કાંઈ બે નથી. શા ઉપરથી તું મને આવા શ્રેષ્ઠ ધંધા માટે તદ્દન નાલાયક ગણે છે?

સજ્જન

ત્યારે તમે ચોરી કરવા ગયા, ચોરી કરી, માલ કાઢ્યો, આભૂષણો મેળવ્યાં, અલંકારો ભેગા કર્યા, અને કાંઈપણ લીધા વિના પાછા ખાલી હાથે ચાલી આવ્યા! મેં તો મારા થોડા વર્ષના અનુભવમાં આવો કોઈ કિસ્સો સાંભળ્યો નથી.

હા, ઘરધણી જાગી ગયો હોય તો જુદી વાત હતી; પણ તે તો સૌ ઘોરતાં હતાં?

વનરાજ

ક્યાં ઘોરતાં હતાં? મને તો મન થઈ આવ્યું કે તેમની ડોકમાંથી પણ હાર કાઢી લઉં!

સજ્જન [ કડવાશથી ]

કાઢીને શું કરવાના હતા? જે કાઢ્યું તે તો કાંઇ લીધું નહિ!

વનરાજ

પણ તું ભલા માણસ! સાંભળ તો ખરો, કેમ ન લીધું, તે.

સજ્જન

ઠીક, હા; બોલો; લ્યો, કેમ ન લીધું? કોઈ તમારા ઉપર મોહી પડ્યું'તું કે તમે કોઈના ઉપર મોહી પડ્યા'તા?

વનરાજ

કોઈ કોઈના ઉપર મોહી નો'તું પડ્યું. તેં મને કહ્યું નાં કે વખતે કોઠારમાં હાર હોય!

સજ્જન

એ તો વખતે હોય, વખતે ન પણ હોય. વખતે રસોડામાં ક્યાંય મૂક્યો હોય! ચુલાની રાખમાં સંતાડ્યો હોય!

વનરાજ

એટલે મેં બધે ખાંખાંખોળાં તો કર્યાં. પણ હાર તો ન મળ્યો.

સજ્જન

ન મળ્યો તો કાંઈ નહિ. બીજું બધું ભેગું કરેલું તો

લેવું હતું. હાર ન મળ્યો—એટલે બીજું પણ છોડી દીધું? તમારી તો અજબ જેવી વાત! આપણે ક્યાં ચાકરીએ આવ્યા'તા તે આટલું મળે તો જ લેવું એમ ગાંઠ બાંધવાની હોય! આપણે તો જે હાથ પડે તે લેવાનું!

વનરાજ

પણ રસોડામાં મેં ખાંખાંખોળાં કર્યાં એમાં કોઠલો હાથ આવી ગયો.

સજ્જન

તે ભલેને આવ્યો; એમાં શું થઈ ગયું? આપણે તો બધે જોતા હતા તેમ કોઠલો પણ જોયો. આપણે ક્યાં જોવું, ક્યાં ન જોવું એ તો આપણી મુનસફીની વાત છે. આપણો કાંઈ કોઈ ધણી છે?

વનરાજ

સાંભળ તો ખરો; ખોળતાં ખોળતાં મારો હાથ તો કોઠલામાં દહીંના માટલામાં પડી ગયો. મનમાં થયું કે ગજબ થઈ!

સજ્જન

એમાં શું ગજબ થઈ? એમ તો મારો હાથ કેટલીયે વખત દહીંમાં, દૂધમાં ને ઘીમાં પણ પડ્યો છે! વખત હોય ને મન હોય તો થોડું ચાટીએ, નહિતર કાંઈ નહિ!

વનરાજ

મારો તો એક સિદ્ધાંત છે.

સજ્જન

આ તમારી સિદ્ધાંતની વાત સાંભળી સાંભળીને હું હવે ગાંડો થઇ જઈશ. કહીએ કે અલ્યા ભઈ, ચાલો, આ એકલો જ છે ને લૂંટી લઈએ તો કહેશે, મારો સિદ્ધાંત છે.

'એકલાને લૂંટવા એકલાએ જવું !' ભાઈ, તમે તે ચોરી કરવા નીકળ્યા છો કે રાજ કરવા નીકળ્યા છો ? ચોરી એ ચોરી. એમાં વળી સિદ્ધાંત શું ને બિદ્ધાંત શું ? અમારો તો એક જ સિદ્ધાંત. જેમ બને તેમ જલદીથી લેવું ને સોનું મળે તો રૂપું છોડી દેવું; જવાહીર મળી જાય તો વળી સોનામાં પણ આસક્તિ નહિ ! આપણને એવી વસ્તુમાં આસક્તિ શી ? આ અમારો અવિચળ સિદ્ધાંત.

**વનરાજ**

સજ્જન ! ચોર થઈને માત્ર ચોરી જ કરવી એમાં તે શી ધાડ મારવાની ? ચોરી કરતાં કરતાં પણ કોઈક અનેરી વસ્તુ હાથ આવી જાય તો ચોરી સફળ કહેવાય. મારે તો નિયમ છે કે જ્યાંનું લુણ ખાધું ત્યાંથી એક કોડી પણ લેવી હરામ. શ્રેષ્ઠીના ઘરમાં મેં ન કહ્યું કે, દહીંના ઠામમાં હાથ પડી ગયો; એ દહીં ખાધા બરાબર. ત્યાંથી પછી શી રીતે એક ચીજ પણ ઉપાડું ? તું જ કહે.

**સજ્જન**

તો તો તમે મોજ કરો ને આંટા મારો ને રાજ કરો રાજ; તમે ચોરી કરી રહ્યા.

**વનરાજ**

ચોરી કર્યા વિના નભાય શી રીતે ?

**સજ્જન**

તો એમાં આવી વાત કામ ન આવે ભાઈ ! ચોરી કરવી એ તો ખાંડાના ખેલ છે ! તમે તમારી હથેળી તો લઈને આવ્યા છો હવે સગડ શોધતું શોધતું કોઈ નીકળી આવશે તો ?

વનરાજ

પણ આપણે ક્યાં પગ નથી? ને આ જંગલ ક્યાં કોઈને પત્તો દે તેમ છે.

[બન્ને જણા જંગલમાં અદૃશ્ય થઈ જાય છે]

## પ્રવેશ ચોથો

[કાકરથામનું શ્રેષ્ઠીનું ઘર કુટુંબનાં માણસો કુતૂહલથી બધી વેરણછેરણ વસ્તુઓ જુએ છે.]

શ્રેષ્ઠી

કહો ન કહો, પણ કોઈક આવી તો ગયો છે.

પત્ની

આપણને પણ ધારણ વળી ગઈ! શ્રીદેવી પણ જાગી નહિ. મંદિર ગઈ હશે ત્યારે પણ આ જોયું નહિ હોય?

શ્રેષ્ઠી

ધારણ તે કેવી? [રસોડામાં દૃષ્ટિ પડતાં ને ત્યાં વસ્ત્રાભૂષણ અસંકાને હમેશ જોતાં] અરરર! મારી નાખ્યા બાપલ્યા! જો જો, ત્યાં તો જો. કાંઈ કહેતાં કાંઈ રહેવા દીધું નથી!

પત્ની

[પહેલાં શ્રેષ્ઠીએ બતાવ્યું ત્યાં જોઈ રહે છે. પછી ઉતાવળે રસોડા તરફ જઈને ત્યાંથી] અરરર! આમ તો આવો. આમ આવો; ત્યાં શું બેઠા છો? આટલું તો છોડતો ગયો. ત્યારે લઈ તો કોણ જાણે કેટલું ગયો હશે!

[મહારની ઓશરીમાં શ્રીદેવી પ્રવેશ કરે છે.]

શ્રીદેવી

[ ઓશરીમાંથી જ ] મા ! એ મા ! તમે કાંઈ સાંભળ્યું ? ગામમાં તો વાત આવી છે કે મહારાજનો કુંવર પંચાસરમાં જ છે ! [ તે પણ રસોડા તરફ જાય છે ] મા !

મા

શું છે? શ્રીદેવી ! શું છે? કેમ બૂમો પાડે છે? આ આંહીં તો જો. તારી પણ ઊંઘ ઉડી નહિ ?

શ્રી

[ રસોડામાં મા અને બાપ ઊભાં ઊભાં અલંકારનો ઢગલો જુએ છે. ત્યાં પહોંચી જતાં ] અરે ! આ શું ? આ કોણે બહાર કાઢયું છે ? આ મારી માળા આંહીં ક્યાંથી ? [ માળા ઉપાડે છે ]

મા

આપણો કોઈ વેરી જાગ્યો બીજું શું ? આટલું તો મૂકતો ગયો. ત્યારે લઈ શું નહિ ગયો હોય ?

શ્રેષ્ઠી

[ પત્નીને ] પણ તું જોવા તો માંડ. શું શું ગયું છે એ તો જોઈ કાઢીએ.

પત્ની

[ ચારે તરફ ફરે છે. ફરતાં ફરતાં પટારો ઉઘાડીને ] આમાંથી જે કાઢયું એનો ઢગલો તો જાણે આ રહ્યો. [ મંજુસ તરફ જાય છે. ઉઘાડીને ] આમાંથી તો કાંઈ લીધું નથી. પણ ત્યારે પીટયો આવ્યો શું કરવા હશે ? કાંઈ લીધું તો નથી. [ બીજી બાજુ કોઠલો ઉઘાડીને શ્રીદેવી અંદર જોતી હોય છે તે દહીંના વાસણમાં વારંવાર નજર નાખીને નિહાળીને જોયા કરે છે તેને ] શ્રી ! શું છે એમાં ?

શ્રીદેવી

મા! આ જુઓ તો ખરાં!

શ્રેષ્ઠી

[ પત્નીને ] શું છે? કોઠલામાં કાંઈ મૂક્યું હતું તમે?

પત્ની

[ કોઠલા બાજુ આવતાં ] ના; એમાં તો કાંઈ રાખતાં જ નથી. શું છે શ્રીદેવી! દધિભાંડમાં શું જોયા કરે છે?

શ્રીદેવી

મા! આ તો જુઓ! [ દહીંની દોણી ને અંદર માણસના હાથની છાપ પડી છે તે બતાવીને ] આમાં કોઈની હથેળી રેખાશુદ્ધ આવી ગઈ છે! કોઈ આવી તો ગયું છે એ ચોક્કસ!

પત્ની

[ દહીંના વાસણમાં જોતાં ] હા... આ... આ. [ શ્રેષ્ઠીને ] આ તો જુઓ.

[ બધાં વાસણમાં જુએ છે. ]

શ્રીદેવી

મા! આ રેખાઓ તો જુઓ.

પત્ની

હવે રેખામાં શું જોવું છે શ્રી? તું તો આવી ને આવી રહી!

શ્રીદેવી

મા! આ હાથ તો કેટલું બધું કહી નાખે છે. આ કોઈ ચોર લૂંટારાનો હાથ જ નહિ ને! જુઓ તો ખરાં.

શ્રેષ્ઠી

ત્યારે શાહુકારનો હશે? શાહુકાર વિના કાંઈ કોઈ

પારકા ઘરમાં પેસે ?

શ્રીદેવી

બાપા ! કહો ન કહો, હાથ કોઈ એવો છે કે જેના ભાગ્યમાં રાજયોગ લખેલ છે !

શેઠી

હવે તું તો છે જ એવી; રાજયોગ હાથની રેખામાંથી દેખાતા હશે ?

શ્રીદેવી

પણ આ ભાગ્યરેખા તો જુઓ !

મા અને બાપ

[ બન્ને ] એની ભાગ્યરેખા પછી જોઈશું. પહેલાં આપણા નશીબનું કરો. ચારે તરફ ફરી વળો. બીજું કાંઇ લઈ તો નથી ગયો નાં ? આપણું લઈ ગયો હોય તો એની ભાગ્યરેખા તો ફળે જ નાં ?

[ બધાં ચારે તરફ ફરે છે. શ્રીદેવી આ ખંડેમાંથી બીજા ખંડમાં જાય છે.]

શ્રીદેવી

આ વાત પણ નવી નવાઈની નથી ? આંહીં આવ્યો, મહેનત કરી ને છેવટે કાંઈ પણ લીધા વિના પાછો ગયો ! કોણ હશે ? [ વિચારમાં પડે છે ] સૌ કહે છે એ મહા-રાજનો કુમાર તો નહિ હોય ? પંચાસરનો રાજકુંવર—એ તો નહિ હોય ? [ ધીમે પગલે ઓશરીમાંથી બહાર જાય છે. ને ફળીની બહાર પગલાંનો સગડ જુએ છે. પગની રેખા પણ આશ્ચર્યથી નિહાળે છે ] અરે ! આ તો કોઈ રાજ-કુમાર જ લાગે છે ! મહારાજ જયશેખરનો કુંવર હમણાં તો

વખાનો માર્યો લૂંટફાટ કરે છે એમ સંભળાય છે. એ તો આ નહિ હોય ?

[ માબાપનું ધ્યાન વસ્તુઓ ગોઠવવામાં છે એ જોઈને શ્રી બહાર જાય છે. ]

## પ્રવેશ પાંચમો.

[ ગામની બહાર ભાગોળે એક ઝાડ નીચે એકાંતમાં મા, બાપ, અને શ્રીદેવી ત્રણે બેઠાં છે. શ્રીદેવીને લઈ જવા માટે એક ગાડું તૈયાર ઊભું છે.]

**મા**

તું પણ ગાંડી જેવી છે શ્રીદેવી ! [ ધીમેથી ] ધારી લ્યો કે મહારાજનો રાજકુમાર હોય તો દુશ્મનોની આવી સત્તા સામે એ એકલો શું કરવાનો હતો ?

**બાપ**

આજે મહારાજ જયશિખર જીવતા હોત ! એની છાતી તો સિંહના જેવી. ભાર શું કોઈનો કે એક ઘડી પણ દેશને તાબે રાખી શકે ? આ કુંવર બિચારો એકલો શું કરી શકે ? ને આપણે ઉઘાડા પડી જઈએ. એવું આપણે શું કામ દીકરી, ઉલળપાણા પગ ઉપર કરવાનું !

**શ્રીદેવી**

તમે બાપુ કહેતા હતા નાં કે મહારાજ દેવાંશી હતા?

**બાપ**

હા, દીકરી, દેવાંશી, એમાં મીનમેખ નહિ. મહારાજ જીવતાં આપણા ગામમાં કોઈ ચોરી થઈ હોય એવું સાંભ-

રતું નથી. મહારાજ તો મહારાજ.

શ્રીદેવી

ત્યારે તો મહારાજ હતા ત્યાં સુધી જ આપણે એમની પડખે હતાં અને હવે નહિ?

બાપ

હવે પણ ખરાં; કેમ નહિ?

શ્રીદેવી

ત્યારે આ આપણો ચોર રાજકુમાર હશે તો એને આપણે ઓળખવો પણ નહિ?

મા

ઓળખવો દીકરી! પણ આમ કાંઈ ઘેલાં કહાય? આપણે પંચાસર જવું—એની જ શોધ કરવા—એ તો હાથે કરીને આપણી ખુવારી કરવા જેવું છે, અને એમાં પાછો આંહીંનો પટલિક! તને ક્યાં ખબર નથી કે એ ગૂર્જરોને દીઠા મૂકતો નથી!

શ્રીદેવી

મા, ત્યારે તો ભયના માર્યા, માત્ર આપણી સલામતી માટે, આપણે આ તરુણને એકલો છોડી દેવો, એમ નાં?

માબાપ

ના, એમ તો નહિ—પણ આપણે આપણે—દીકરી! આપણે તો વેપારી કહેવાઇએ. આપણે જોખમ વહોરીએ તે પણ વિચારીને. પગલું લઈએ તો પચાસ વખત જોઈ તપાસીને.

શ્રીદેવી

મહારાજ જયશિખર જ્યારે દેશને ખાતર રણમાં પડ્યા ત્યારે કોઈને પૂછવા રોકાણા હશે?

[ મા બાપ બન્ને નિરુત્તર રહે છે. શ્રીદેવી પોતાના માટે રાખેલ ગાડામાં બેસવા જતાં જતાં ]

મને તો ખાત્રી થઈ ગઈ છે મા ! કે આ રાજકુમાર જ છે. હું એને મળીશ. વાત કરીશ. કહીશ કે શ્રેષ્ઠીઓના ભંડાર તમારે માટે છે. કહું નાં ?

માબાપ

કહે જે ને દીકરી ! કહેવામાં શું ?

શ્રીદેવી

ને એ ખાત્રી માટે પહેલાં તો આ રત્નમાળ જ લ્યો. [ રત્નમાળ સામે ધરે છે ]

માબાપ

[ ગભરાઈને ] કઈ રત્નમાળ ? કઈ રત્નમાળ ? ઘરમાં હતી તે ?

શ્રીદેવી

હા, આ રહી; જુઓને. એને જીવનું જોખમ ખેડવા મોકલવાની વાત કરવી ને આપણે તો બધું સાચવી રાખીને પગલું ભરવું—એવી ઘેલી વાત ગુર્જરશ્રેષ્ઠી તો કોઈ ન કરે !

માબાપ

તું હઠીલી છો એટલે તને રોકી તો શકાતી નથી. પણ રાજકુમાર નીકળે તો ય બેટા ! વાત કરતાં સો ગળણે ગળવાની ટેવ સારી. અમને વીતી છે. તને હજી એનો અનુભવ નથી.

શ્રીદેવી

[ નમે છે ] તમારા આશીર્વાદે બધું સમુંસુતર પાર ઉતરશે. હું જાઉં છું.

[ જાય છે ]

બાપ

[ પાછા વળતાં ] બહુ હઠીલી તો ! ચોરીની વાત બની અને તરત એક જ રટણ લીધું. મહારાજનો કુંવર હોય તો તો હું મળું. બસ મળું ને જાણી લઉં એક જ વાત ! બહુ હઠીલી ! રસ્તામાં કોઇને સાથે લેવાની પણ વાત નહિ ! પંચાસર પહોંચી જાય તો સારૂં ! હે ભગવાન ! રાજકુમાર નીકળે તો ય ભલે, ન નીકળે તો ય ભલે, પણ શ્રીદેવીને સાચવજો બાપલા ! હે અનાથના નાથ !

[ જાય છે ]

શ્રીદેવી [ રસ્તામાં ]

એની ભાળમાં આટલે સુધી આવી તો ખરી. ગાડાવાળાને પણ વચ્ચેથી જ જવા દીધો. પણ રાજકુમાર નહિ હોય તો ? પણ રાજકુમાર વિના આટલી બધી રેખાસમૃદ્ધિ કોઈની હોય ખરી ? ને સામાન્ય લૂંટારો આમ સઘળું છોડી દઈને ચાલ્યો જાય ખરો ? પણ એણે આ બધું છોડી કેમ દીધું હશે ? [ એક બાજુ જંગલમાં કાંઇક વાતો થતી હોય એવું લાગે છે ] કોણ હશે ? પંચાસર જવા માટે તો નીકળી છું—પણ રસ્તો જ ખોટો હશે તો ? [ વાતો વધુ ને વધુ મોટેથી સંભળાય છે. શ્રીદેવી એક મહાન વૃક્ષની થડ આડે છૂપાઈ રહે છે. સજ્જન અને વનરાજ બન્ને વાતો કરતા ચાલ્યા જાય છે ]

સજ્જન

તમે બોલતા નથી પણ મને વહેમ પડે છે. લૂંટનો માલ આમ હાથમાં આવ્યો કોઈએ છોડયો નથી ! એટલે વધુ વહેમ જાય છે. કહો ન કહો તમે લૂંટારા નથી.

વનરાજ

હું કોણ છું એનો મને જ હજી પત્તો નથી ને!

સજ્જન

તમારી માતા શું કહે છે?

વનરાજ

એ શું કહે? એ કહે છે કે તું મારો દીકરો છે. અને ખરેખર હું એનો દીકરો છું.

સજ્જન

પણ તમારા પિતા? તમારા પિતા કોણ?

વનરાજ

પછી એ જ પંચાત છે ને! હું પણ એ જ શોધું છું!

સજ્જન

જુઓ, ત્યારે હું તમને મારો વહેમ કહી દઉં. તમે જયશિખર મહારાજના કુંવર લાગો છો!

[ વનરાજ ચમકે છે. શ્રી પણ ચમકે છે ]

એમ ન હોય તો તમે જે કર્યું તે ન કરો. દધિના વાસણમાં હાથ પડી ગયો—એટલામાં ત્યાં અનાજ ખાધું ગણીને બધી હાથ આવેલી લૂંટ પાછી મૂકવાની હિમ્મત તો તમારી જ ચાલે! [ શ્રી આશ્ચર્યમાં સાંભળે છે. ]

વનરાજ

પણ એ તો બહારવટાનો વણલખ્યો સિદ્ધાંત છે.

સજ્જન

હં; જુઓ, બહાર પડી ગયા કે? તમે બહારવટીયા છો કે ચોર? એ તો જે હશો તે હવે ખબર પડ્યા વિના રહેશે?

[ સજ્જન ને વનરાજ મુંગા મુંગા જાય છે. પાછળ શ્રી પણ જાય છે ]

# પ્રવેશ છઠ્ઠો

[ સ્થળ : પંચાસરના પાર્શ્વનાથના મંદિર પાસેનું એક નાનું સરખું ઘર. રૂપસુંદરી વનરાજ બે વાતો કરે છે, પાછળથી મૂનિ શીલગુણસૂરિ, સજ્જનને શ્રીદેવી. ]

રૂપસુંદરી

કાંઈ ન મળ્યું બેટા ? કાંઈ કહેતાં કાંઈ ?

વનરાજ

કાંઇ ન મળ્યું. લોક બહુ ગરીબ બની ગયા લાગે છે ! અરે ભગવાન આ પણ દિવસ છે ને. [ ધીમેથી ] અમારે ઉઠીને અમારી રૈયતને ચોરવી ! આ પણ દિવસ છે ને !

શીલગુણસૂરી

દિવસ કાંઈ બધા ય સરખા જાય છે ? કેમ સજ્જન ! કોઈ દિવસ કાંઈ મળે, કોઈ દિવસ ન પણ મળે. આ છોકરો—પૂજારણનો તારી ભેગો આવે છે તે ક્યાંક તને ઉઘાડો પાડી દે નહિ! તું તો ઠીક કરે છે કે શ્રેષ્ઠીઓને લૂંટીને, દેવસ્થાનમાં, ગૌગ્રાસમાં, બ્રાહ્મણોમાં, સાધુઓમાં દ્રવ્ય વાપરે છે.

સજ્જન

હવે આ મારાથી સહેવાતું નથી હો, માતાજી !

રૂપસુંદરી [ સાશંક ]

તો બેટા ! તું કાલથી એ આળવીતરાને ભેગો ન લઈ જા તો.

સજ્જન

તમે પણ ઠીક, જાણી જોઈને, મને જાણે સમજતાં જ ન હો તેમ જવાબ આપો છો. સમજો છો બધું.

રૂપસુંદરી

બેટા! હું ગરીબ પૂજારણ—હું બીજું શું સમજું?

સજ્જન

જુઓ હું તમને કહી દઉં—તને આમ આવો વનુભા [ વનરાજનો હાથ પકડીને તેને બહાર લઈ જઈને ઉભો રાખે છે. વનરાજને ખબર નથી પણ કુળીમાં ઝાડ પછવાડેથી શ્રીદેવી એને નિહાળી રહે છે. તે હમણાં જ આવી પહોંચીને ત્યાં ચુપચુપ ઉભી રહી હોય છે. ]

સજ્જન [ પાછો આવીને ]

કહી દઉં?

રૂપસુંદરી [ ભયથી ]

શું કહેવાનું છે?

મુનિશ્રી શીલગુણસૂરિ

સજ્જન! તું પટલિકનો પુત્ર કહેવાય. તારે આ પ્રમાણે કોઈ વખત વનુભાએ એકલાં ચોરી કરી હોય--તને મૂકી દઈને—તો એનું મનમાં ન આણવું જોઈએ,

સજ્જન

હવે હું કહી દઉં છું. મારાથી રહેવાતું નથી. મને થાય છે કે ઉપર ઉપરના સઘળા વેષ છોડીને સીધે સીધો તમારા ચરણમાં પડી જાઉં. [ રૂપસુંદરીના ચરણમાં પડે છે. ચરણ પાસે પડતાં પડતાં ધીમેથી ] મા! તમે પૂજારણ નથી. તમે કોઈ દેશવટે આવેલાં નથી. તમે જ મા! રાજમાતા રૂપસુંદરી છો!

[ રૂપસુંદરી ભડકી ઉઠે છે.
સજ્જનનો હાથ વછોડી નાખે છે.
કાંઈક કૃત્રિમ ક્રોધથી બોલે છે. ]

**રૂપસુંદરી**

અલ્યા, તું મને બ્રાહ્મણીને રજપૂતાણી ગણીને નરકાગારનો અધિકારી થાય છે. તું પટલિકનો છોકરો છે. તારે વિવેક રાખવો જોઈએ.

**સજ્જન** [ એકદમ ]

મારો બાપ પટલિક હશે; હું પટલિક પણ નથી; પટલિકનો છોકરો પણ નથી; હું તો મહારાજ જયશિખરની રણસ્થાને પી પીને ઉભો થયેલો ગુર્જર છું. મહારાજનો સૈનિક છું. તમારે ચરણે પડેલો એક કિંકર છું.

**શીલગુણસૂરિ** [ શાંતિથી ]

સજ્જન! ઘણીવખત તરુણોને ભ્રાંતિમાં કાંઈનું કાંઈ દેખાય છે.

**સજ્જન**

તમને ભય છે નાં કે હું તમને ઉઘાડા પાડી દઈશ? એટલા માટે મને કાંઈ કહેતાં નથી નાં?

**રૂપસુંદરી** [ હજી ભયથી ]

ભાઈ! અમારે તને શું કહેવાનું છે ને તારાથી શું છૂપાવવાનું છે તે તું અમને ઉઘાડાં પાડી દઈશ?

**સજ્જન**

રાજમાતા! આ એક માત્ર સજ્જન જાણે છે એમ નથી—પણ ગુર્જરનો એક પણ તરુણ એવો નથી કે, જેને મહારાજ જયશિખરના કુમારની ખબર ન હોય! અને છતાં જુઓ, ક્યાંય કાંઈ વાત સંભળાય છે? સૌને જાણ છે—

ધરતી પાછી મેળવવા માટે આકાશ પાતાળ એક કરવાં પડશે. પહેલી મોટામાં મોટી વાત તો આ છે. મૂંગા રહેવાની. હું મૂંગો છું એમ જ સમજજો. અને બહેરો પણ છું.

**રૂપસુંદરી** [ ગદ્‌ગદ્ ]

બેટા ! તારી વાત સાચી છે. પણ તારા જેવા કોણ જાણે કેટલાય તરુણોની માતાઓ—તમને થનગનતા જોઈને આંખમાં આંસુ લાવતી હશે, એનો હું વિચાર કરું છું. ધરતી પાછી ઘેર કરવી એ કાંઈ સહેલી વાત છે? કોણ જાણે કેટલાય બત્રીશાઓ ચડાવવા પડશે ? [ સજ્જન પાછો રૂપસુંદરીના ચરણમાં પડે છે. ]

**સજ્જન**

મા ! અંતે તમે મને તમારો ગણ્યો ખરો !

**શીલગુણસૂરિ** [ શાંતિથી ]

સજ્જન ! તમારો અતિ ઉત્સાહ વનરાજને ઉઘાડો પાડી દેશે !

**સજ્જન**

પ્રભુ ! અમે આ વાત ક્યારના જાણીએ છીએ—પણ તમે ક્યારેય કોઈનો હોઠ ફફડતો સાંભળ્યો છે ? અમે ગામેગામથી તરુણો છાના છાના આવીને મહારાજને નીરખી ગયા એ તમને ખબર છે ?

**વનરાજ** [ પ્રવેશ કરીને ]

મા ! આ કોઈ બહેનને તારી પાસે કાંઈ વાત કરવી છે.

[ સૌ શ્રીદેવીને આવતી જુએ છે ]

**રૂપસુંદરી**

કેમ બહેન ? આવો, તમે કોણ છો ? હું તમને ઓળખતી નથી. મારું કામ પડ્યું છે ?

શ્રીદેવી

મારી કથની તમને એકને જ કહેવાય એવી છે—માતાજી !

[ રૂપસુંદરી ને શ્રીદેવી એકલાં જ રહે છે, મુનિજી, વનરાજ, સજ્જન સૌ દૂર જઈને બેસે છે. ને વાતો કરે છે. ]

રૂપસુંદરી [ સાશંક ]

શું વાત છે બ્હેન ? તમારું નામ ?

શ્રીદેવી

મારું નામ શ્રીદેવી. હું કાકર ગામની છું; ત્યાંથી આવું છું. અમારા ઘરમાં બે ચોર પેઠા હતા.

રૂપસુંદરી

અરર ! ત્યારે તો તમારું બધું ચોરી ગયા?

શ્રીદેવી

ના; ચોર હતા પણ જાણે ચોરી કરવા માટે આવ્યા ન હોય તેમ લાગ્યું.

રૂપસુંદર

હશે, કોઈ નવા શીખાઉ જેવા.

શ્રીદેવી

શીખાઉ તો શી રીતે કહેવાય ? ઘરમાં હતું એટલું બધું ભેગું તો કર્યું. પણ પછી કોણ જાણે કેમ ભેગું કરેલું એમ ને એમ રહેવા દીધું.

રૂપસુંદરી

ગામના પટકિલ ને ખબર કરવા આવ્યાં હશો ? પણ કાંઈ લઈ ન ગયા એ તો નવાઈની વાત !

શ્રીદેવી

લેવા જ નહિ આવેલા ને ! લેવાને બદલે જાણે દેવા

મારે આવેલા.

રૂપસુંદરી

તમારી વાતમાં તો કાંઈ સમજણ પડતી નથી. એવા કેવા ચોર !

શ્રીદેવી

માતાજી! અમે મહારાજ જયશિખરની વાત મલ્હેરાને મોંએ સાંભળેલી. દીઠેલા તો ક્યારેય નહિ. પણ અમારા મનમાં મહારાજની એક અદૃશ્યમૂર્તિ ઘડાઇ રહી હતી અને...

રૂપસુંદરી [ ઉતાવળે ]

તમારી વાતમાં બહેન! મને કાંઇ સમજણ પડતી નથી. અમારો ધર્મ ભગવાનનું નામ સ્મરણ કરવાનો રહ્યો. કોઈ બારોટને જઈને તમારી વાત કહો. અમારા ખપની એ નથી. બાકી તો પટકિલને મળો તો એ તમને ચોરની ભાળ કાઢી આપશે.

શ્રીદેવી

ચોરની ભાળ તો લાગી છે, માતાજી!

રૂપસુંદરી

ક્યાં ?

શ્રીદેવી

એ જ હું કહું છું ને; મહારાજની જે અદૃશ્યમૂર્તિ અમારી કલ્પનામાં રમી રહી હતી તે જ આજે જાણે જોઈ. એ જ ચહેરો, એ જ આંખ, એ જ રૂપાળી નાસિકા અને એ જ દૃઢ શરીર.

રૂપસુંદરી [ સાશંક ]

પણ એમાં મારી પાસે આવવાનું પ્રયોજન શું ?

**શ્રીદેવી** [ ધીમેથી ]

માતાજી! પ્રયોજન આટલું જ. હું ગુર્જર છું. ને ગુર્જરનો ભય હવે તમે નાહકનો સેવો છો. આપ રાજમાતા છો—એ સૌ ગુર્જરોની જાણમાં છે. ગુજરાતના શ્રેષ્ઠીઓના ધનના ભંડાર તમારે માટે જ ભર્યા છે. રાજકુમારને આવી ચોરી માટે જોખમ ખેડવાનું હોય?

**રૂપસુંદરી**

ક્યા કુમારની વાત કહો છો?

**શ્રીદેવી** [ વનરાજ તરફ જોઇને ]

તમારા એ કુમારની! એ ત્યાં ઊભા—એમની!

**રૂપસુંદરી**

પણ તમે કોણ છો?

**શ્રીદેવી**

માતાજી! હું પણ ગુર્જરશ્રેષ્ઠીની પુત્રી છું. કુમાર અમારા ઘરમાં જ ચોરી કરવા પેઠા હતા.

**રૂપસુંદરી**

અરેરે!

**શ્રીદેવી**

અરેરે શાનું? જ્યારે ગુર્જરશ્રેષ્ઠીઓએ મહારાજ જયશિખરના કુમારની ભાળ ન લીધી, ત્યારે એમને આ જોખમ ખેડવું પડયું નાં? એના હાથમાં રાજરેખા છે માતાજી! એ ધરતી પાછી ઘેર કરશે. એને ચરણે તો શ્રેષ્ઠીઓના ધનભંડાર ઠાલવવાના હોય. એણે લેવા આવવાનું ન હોય—આપી જવા માટે કહેવરાવવાનું જ હોય. આટલી આ એક રંક વસ્તુ હું સાથે લાવી છું! [ રત્નમાળ ધરે છે. ]

રૂપસુંદરી [ સજળનેત્રે ]

પણ હજી હું તમને ઓળખતી નથી! અને કોઈની ઓળખાણનો આ સમય પણ નથી.

શ્રીદેવી

ફીકર ન કરતાં માતાજી! તમે ન ઓળખો પણ અમે તમને ઓળખીએ છીએ. નાનાં હતાં ત્યારથી જ મહારાજ જયશિખરની મૂર્તિ તો અમારા મનમાં કોતરાણી છે. ત્યારપછી એમના કુમારની વાત સાંભળી. અને મહારાજની પ્રતિમા જાણે સજીવન થઈ!

રૂપસુંદરી

ગુર્જરોનો આટલો સ્નેહ છે—

શ્રીદેવી

—પૂજ્યભાવ છે માતાજી!

રૂપસુંદરી

ભલે એમ કહો. પણ આ કુમાર એ ભાવને લાયક નહિ નીવડે તો? ગુર્જરોનો આવો પરિચય હમણાં હમણાંમાં તો હમેશાં મળતો રહે છે અને મને હવે તો રાતદિવસ રાજ્યની પણ ચિંતા થતી નથી. રાજપલટો તો થયા કરે છે. પણ ગુર્જરોના આટલા બધા પ્રેમભર્યાં ભાવને યોગ્ય એવો આ રાજા નહિ નીવડે તો? તમે પરદેશીઓને હાથે કેટલું બધું સહન કરશો—અને પરિણામ કેવું નજીવું આવશે?

શ્રીદેવી

માતાજી! કુમાર તો મહારાજની પેઠે દેવાંશી છે.

રૂપસુંદરી

એમ તો પ્રજાની શ્રદ્ધા બોલાવે.

શ્રીદેવી

જેણે માત્ર કોઠલામાં દહીંમાં હાથ પડતાં—ચોરેલા બધા માલનો ઢગલો એમ ને એમ છોડી દીધો—આટલી બધી નીતિની રેખા, એવે વખતે પણ જેણે પાળી—

રૂપસુંદરી [ સાશ્ચર્ય ]

એમ થયું છે? ત્યારે મને તો વળી એ વાત પણ કરી નથી. મને તો કહે પ્રજા બહુ ગરીબ થઇ ગઈ છે. કોઈની પાસે રહ્યું છે શું કે આપણને દ્રમ્મ મળે!

શ્રીદેવી

ત્યારે તો માતાજી! પોતાના સુકૃત્યને પણ ગુપ્ત રાખીને એણે તો વીર વિક્રમની જ યાદી આપી! ગુર્જરોનાં તો ધન્યભાગ્ય કે એમને આવો રાજા મળ્યો. પણ એક પ્રશ્ન કરવાનું મન થાય છે. કહો તો પૂછું?

રૂપસુંદરી

હવે તો ગુર્જરો એટલા પ્રેમથી અમને છાઈ દેવા મંડ્યા છે કે મારો પુત્ર એકલો હોય એવું મને લાગતું નથી. પણ હજી મજલ લાંબી છે. એટલે એવો પ્રશ્ન ન પૂછતા કે જેનો જવાબ આપતાં કોઈ નુકશાનકારક માહિતી પ્રગટ થઈ જતી હોય!

શ્રીદેવી

માતાજી! મહારાજનો શરીરવારસો તો તમે પુત્રને ભલેરો આપ્યો. એ જ ચહેરો. એ જ. મોહક દેખાવ. એ જ વજ્ર શરીર. પણ અમને ગુર્જરશ્રેષ્ઠીઓની નારીઓને કહો તો ખરાં કે, તમે મહારાજના ગુણને પણ સંગ્રહીને પાછા શી રીતે કુમારમાં અર્પ્યા? એવી જીવનકલા તમારી પાસે શી રીતે આવી?

રૂપસુંદરી [સમજીને સસ્મિત]

તમારું નામ શ્રીદેવી કાં?

શ્રીદેવી

હા; મારું નામ શ્રીદેવી!

રૂપસુંદરી

તમારા નામેરી શ્રીની ચંચળતા તો પ્રસિદ્ધ છે. ત્યારે જુઓ, રાજ્યપલટા થતા આવ્યા છે ને થાય છે. નગરો જન્મે છે ને મરે છે. રાજાઓ આવે છે ને જાય છે. પણ જ્યાંસુધી દેશમાં કોઈને કોઈ નારી—પોતાનો અણમોલ વારસો કોઈને કોઈ માનવને સોંપતી રહેશે, ત્યાંસુધી દેશ મરે નહિ. કનોજનો રાજા જીત્યો ખરો: પણ કોઈ કહી શકે એમ છે કે ગુર્જરો હાર્યા? ખુદ કનોજનો રાજા પોતે માને છે કે એ પોતે જીત્યો? અને આ ગુર્જરોને પ્રેમ વિના બીજી કોઈ રીતે જીતી શકાય ખરા? એ જીત્યો હોય તો આટલા એક નાના બચ્ચાના નામથી કાં કંપે? તમારો ચારે તરફથી છલકાતો પ્રેમ જોઈને મને આટલું બધું કહી નાખવાનું મન થાય છે; બાકી હજી કરવાનું ઘણું બાકી છે. જોખમનો પાર નથી. મુશ્કેલીઓનો આરો નથી. પણ ગુર્જર તરુણોને જોઉં છું ને મને હિમ્મત આવે છે કે હું એકલી નથી!

શ્રીદેવી

મહારાણીબા! ગુર્જરોની રાજમાતા—અને જયશિખર મહારાજની મહારાણી જ આ કહી શકે. આજે મારું તો જીવન સફળ થઈ ગયું. મારે મહારાજ જયશિખરને સદેહે જોવા હતા—આજે મેં એમને જોયા!

[વનરાજ પ્રવેશ કરે છે.]

વનરાજ

મા! તમે પછી મને કહેશો કે તેં નાહકનો કજીયો વોર્યો. હું હવે આ પટલિકને તો દઈ દઈશ હો.

રૂપસુંદરી

અરે ! બેટા ! એની સામે થવાય ? એ પટલિક; આપણે પૂજારી. [ શ્રીદેવીને શાંત રહેવાની નિશાની કરે છે ], તું તો બહુ આળવીતરો ભા ! ને પાછું કોઈનું વેણ સાંખતો નથી.

વનરાજ

પણ ત્યારે એ શું કરવા મને કહે છે કે તારા બાપનું જ ઠેકાણું નથી. તું તો કોણ જાણે કોણ છે?

હું કોણ છું મા ? મારા બાપ કોણ ?

રૂપસુંદરી

આપણે કોણ છીએ બેટા ! એ જાણવાનું બધાને માટે કાંઈ સહેલું છે ? અને સહેલું હોય તો ય ઘણીવખત ન જાણવામાં પણ કાંઈક મજા નથી ?

વનરાજ

મા ! જ્યારે જ્યારે મેં તમને પૂછ્યું ત્યારે ત્યારે તમે વાતમાં મોણ જ નાખ્યું છે. પણ આજે તો હું કોણ છું ને આપણે આંહીં કેમ રહીએ છીએ એ તમારે મને કહેવું જ પડશે.

રૂપસુંદરી

મને કહેવામાં કાંઇ વાંધો છે બેટા ? હું કહીશ પણ ખરી. પણ એ જાણ્યા પછી તને નિદ્રા નહીં આવે!

વનરાજ

એવું શું છે મા ? પેલો સજ્જનિયો પણ મને એમ જ ચીડવતો હતો કે તમતારે ઊંઘ્યે રાખો—ભલેને ખેતર બીજાં

ચોરી ખાય! એવું શું છે મા?

રૂપસુંદરી

મેં તને કહ્યું હતું વનુભા! એ તને યાદ છે?

વનરાજ

શું?

રૂપસુંદરી

કે તારો વારસો મહામોલો છે. એ જાળવવાની તાકાત ન હોય તો તો વારસા વિષે ન જાણવામાં જ મજા રહી છે!

વનરાજ

પણ પહેલાં હું કોણ છું એ મને જણાવો તો ખરાં? કે હજી વાતમાં ને વાતમાં જ વડાં તળવાં છે?

રૂપસુંદરી

ચાલ ત્યારે બેટા! જે દિ હું ઝંખતી હતી તે આજ આવ્યો લાગે છે. પણ રહે જરા, હું ગુરુજી પાસે જઇ આવું. આ બેન આંહીં ઉભાં છે એને તું ઓળખે છે?

વનરાજ

ના.

રૂપસુંદરી

એ બેન તારે માટે આ હાર લઈને આવ્યાં છે.

વનરાજ

મારે માટે? ક્યાં છે? [ રૂપસુંદરી હાર બતાવે છે. વનરાજ સ્તબ્ધ બની જાય છે તેનાથી બોલાઈ જાય છે: 'અરે! આ . . . તો . . . પે . . . લો . . ' ]

શ્રીદેવી

બાઇ! ડરતા નહિ.

વનરાજ

કરવાનું શું છે? અમે તમારા ઘરમાં જ પેઠા હતા—ચોરી કરવા—એ તમારે કહેવાનું છે નાં?

શ્રીદેવી

ના, એ પણ કહેવાનું નથી. કહેવાનું હશે તે હું પછી કહીશ.

રૂપસુંદરી

ત્યારે હું જરા ગુરુજી પાસે જઈ ઘડી પળ મેળવીને આવું!

[ રૂપસુંદરી જાય છે

વનરાજ

ત્યારે તમે કોણ છો બેન? ને આ માળા લાવ્યાં એ કોઈ મુદ્દાસર લાવ્યાં છો? તમારે પટલિકને કહેવાનું હશે?

શ્રીદેવી

હા; અમારે કહેવાનું છે કે ચોર ચોરી જાય એ તો સમજાય. પણ ચોરી કર્યા વિના ચાલ્યા જાય એ સમજાતું નથી.

વનરાજ

ત્યારે તો તમે કાકરથી જ આવ્યાં છો.

શ્રીદેવી

હા, ત્યાંથી જ.

વનરાજ

ને કદાચ—પટલિકને કહીને અમને પકડાવવા આવ્યાં હશો. પણ પટલિકને તો અમે હમણાં જ પૂરો કરી નાખીશું—માટે તમે સુખેથી ઘેર જાઓ. તમારે ત્યાં હવે કોઈ કોઇ દિવસ ચોરી કરવા નહિ આવે, બસ. નાહકનાં શું કરવા હો હો કરો છો?

શ્રીદેવી

અમે એમ ચાલ્યા જવા માટે આવ્યાં હોત તો, આટલે બધે આવત નહિ. અમે તો તમે કોણ છો એ જાણવા માટે આવ્યાં છીએ.

વનરાજ

એ વાતની સાથે તમારે શું નિસ્બત છે ભલા ? હું કોણ છું એ હું જાણવા મથું પણ તમારે શું ?

શ્રીદેવી

કારણ કે તમે જો અમે ધાર્યું છે એ નીવડો તો...

વનરાજ

તો શું ?

શ્રીદેવી

સાંભળો તો, આ બહાર કોણ ગાય છે.

[ બહારથી બ્રહ્મચારીઓનાં ગીતો સંભળાય છે ]

પારકો ખેતર લૂંટે પટલીયા, પારકો ખેતર લૂંટે,
શે સુખે નીંદરે ઝૂકે, પટલીયા, શે સુખે નીંદરે ઝૂકે;
પારકો ખેતર ભોગવે પટલીયા, પારકો ખેતર ભોગવે,
બેઠો શું દેહને રોગવે પટલીયા, બેઠો શું દેહને રોગવે.

રૂપસુંદરી [ બહારથી જ ]

વનુભા ! ચાલ તો ગુરુજી રાહ જુએ છે. ને એ બેનને પણ બોલાવતો આવજે, આ સજ્જન તો તારી પહેલાં જ તૈયાર થઈને ઉભો છે.

[ વનરાજ, શ્રીદેવી સૌ બહાર જાય છે સૌથી પહેલાં ગુરુ શીલગુણસૂરિ, પાછળ રૂપસુંદરી પડખે શ્રીદેવી, સૌથી પાછળ વનરાજ ને સજ્જન એમ હાર ચાલતી દેખાય છે. જરાક વિકટ

જણાતા રસ્તે થઈને તેઓ એક નાના સરખા મંદિરના પાછળના ભોંયરા તરફ જતા દેખાય છે. ]

**વનરાજ** [ રસ્તામાં ]

ક્યાં જવું છે મા ?

**રૂપસુંદરી**

જ્યાં તારો વારસો રાખ્યો છે બેટા !

**વનરાજ**

વારસામાં મને ધન આપવાનું હોય મા ! તો મારે આવવું નથી.

**રૂપસુંદરી**

તું ચાલતો ખરો; ધન નથી. ધનથી ન મળે એવું કાંઈક છે.

**વનરાજ**

તમે મા ! વાતમાં બહુ જ મોણ નાખ્યા કરો છો તે શા સારુ ?

**રૂપસુંદરી**

કારણ કે તારો વારસો શો છે એ જાણ્યા પછી તો આ પૃથ્વીમાં તને એક પળનો પણ આરામ રહેવાનો નથી.

[ સૌ ધીમે ધીમે ભોંયરામાં પ્રવેશે છે. ખડકમાંથી કોતરી કાઢેલા એક ખંડમાં અંદર પેસતાં ચારે તરફ હથિયારો લટકતાં નજરે પડે છે. ત્યાં ગૂર્જરોની ધ્વજા—વરાહાંકિત—પૃથ્વીનો ઉદ્ધાર કરવાના ગૌરવ ચિહ્નથી અંકિત—રોપેલી છે. સિંહાસન ઉપર એક સમશેર ને ધનુષ બાણ પડેલાં છે. માતા કંટેશ્વરી પાસે ગોખલામાં દીપક બળે છે. સૌ ત્યાં આવીને એક ઘડીભર સ્તબ્ધ બનીને નમીને ઉભાં રહે છે. ]

રૂપસુંદરી

વનુભા ! બેટા ! આ તારો મહામોલો વારસો છે.

વનરાજ

આ શું છે મા ? આ સમશેર શું ? આ ધનુષબાણ કોનાં છે ? આ ધ્વજ શાનો છે ?

રૂપસુંદરી

એ ધ્વજ ગુર્જરોની અણમોલી સમૃદ્ધિ છે. આપણે ગુર્જર છીએ.

વનરાજ

આ ધ્વજમાં તો વરાહનું ચિહ્ન દેખાય છે.

શીલગુણસૂરિ

પૃથ્વીને રસાતાળમાંથી પણ ઉદ્ધારવાનો ને પૃથ્વીના જ ઉત્કર્ષમાં સ્વર્ગની સરસતા આણવાનો ગુર્જરોનો સંકલ્પ એના દ્વારા પ્રગટ થાય છે. એ ગૂર્જરોનો ધ્વજ છે.

વનરાજ

આંહીં કેમ છે ?

રૂપસુંદરી

કારણ કે એને રોપવાનું રણક્ષેત્ર તો હજી તારે તૈયાર કરવાનું છે.

વનરાજ

કોને મારે ? ત્યારે હું છું કોણ ?

રૂપસુંદરી

તું છો, સજ્જન છે, મામા છે, તમે સૌ મળીને રણક્ષેત્ર તૈયાર કરજો. તું બેટા ! જેવા તેવાનો પુત્ર નથી. તું પંચાસરના મહારાજનો પુત્ર છે.

વનરાજ

મા !—શું કહો છો ?

રૂપસુંદરી

સાચું કહું છું બેટા ! પૂછ આ ગુરુદેવને.

શીલગુણસૂરિ

સાચું છે બેટા ! તું મહારાજ જયશિખરનો વારસ છે. એ વારસો ઘણો મહાન છે. એ જાળવવાનું કામ તો તેથી પણ મહાન છે.

વનરાજ

અરે ! પણ મેં ને સજ્જને તો દિવસ ને રાત, વનમાં ને ગામમાં, સૂતાં ને બેઠાં, ચાંદની રાતે, મેઘલી રાતે ને અંધારી રાતે, મહારાજ જયશિખરની રણકથા સાંભળી સાંભળીને તો રોમાંચ અનુભવ્યાં છે. પંચાસરનો ઘેરો તો અમારા રોમરોમમાં હજી રમે છે. એ રણશૂરને તો અમે હજારો વખત જાણે જોયા છે !

શીલગુણસૂરી

આ એની જ સમશેર છે. આ ધનુષબાણ એમનાં છે. આ દેવી પણ—તમારી કુલદેવી—માતા કંટેશ્વરી આંહીં હજી હાજરાહજુર છે.

રૂપસુંદરી

બેટા !

[ વનરાજ તો એક ધ્યાને સિંહાસન ધનુષ-બાણ તલવાર જોઈ રહેલ હોય છે તે સાંભળતો નથી ].

રૂપસુંદરી

બેટા ! હવે તને સંતોષ થયો ?

વનરાજ

મા ! તમે તો મને ખરેખર, આજથી અનિદ્રા આપી દીધી. હવે મારે સુખે સૂવાનું શેં હોય ? મહારાજની આ તલવારે પંચાસર પાસે જે કર્યું હશે તેનો હજારમો ભાગ પણ કરવાની આજ અમારી તાકાત ક્યાં છે? તમે તો મા ! મને એકદમ કોઈ પર્વતશૃંગની ટોચ ઉપર મૂકી દીધો ત્યાં શે ઉભા રહેવાય ? આજ આ વારસો—એ પાછો મેળવવાની મારી શક્તિ પણ કેટલી ? દ્રમ્મ—દ્રમ્મવિના—

શ્રીદેવી

ભાઈ ! દ્રમ્મની વાત ન કરતા. ગુર્જર શ્રેષ્ઠીઓના દ્રમ્મ ભંડાર તમારે માટે ખુલ્લા મૂકાવવાનું મારે માથે.

વનરાજ

તમે પણ ત્યારે અત્યારે જ આવ્યાં—એ દૈવી સંકેત મને બળ આવે છે.

શ્રીદેવી

હું તો સંકલ્પ કરીને જ આવી છું. મહારાજ જયશિખરના કુમારને હવે છુવના જોખમે ચોરી કરવાની ન હોય; રણક્ષેત્ર ખેડવાનાં હોય; પંચાસર વેર લાવવાનું હોય.

સજ્જન

અને હું તમને ગામેગામના પટલિક મેળવીને ગુર્જર યોદ્ધાઓ ભેગા કરી આપું.

શ્રીદેવી

અને એ યોદ્ધાઓ માટે ધન અને ધાન્યના ભંડાર હું પૂરા પાડું.

વનરાજ

તમે પણ બહેન ! મને ખોળતાં ખોળતાં આવ્યાં એ તમારી શુભ નિષ્ઠાનો બદલો હું શી રીતે વાળી શકીશ ? માગીએ તો મદદ આપે એવા અનેક ગુર્જરો હશે પણ . . આમ ખોળતા આવે ને મદદ કરવા માટે જ ખોળતા આવે એવા તો તમને એકને જ જોયાં.

રૂપસુંદરી

વનુભા ! આ બધું તો તારી જવાબદારી વધારે છે બેટા ! તું જ્યાં રાજા થવાનો છે ત્યાં આવા પ્રજાજન છે. એમને લાયક તારે થાવું પડશે. તમારી યોજનામાં શ્રીને એનું યોગ્ય સ્થાન આપજો.

શીલગુણસૂરિ

બધી યોજના તો મામા આવશે ત્યારે ઘડાશે સજ્જન ! પણ આજે તમે જે જોયું ને જાણ્યું એ જો તમે હૃદય-ગુહામાં મૂકી દેશો તો ફાવશો ! શ્રી ! સમજણ પડી ?

શ્રીદેવી

ગુરુજી ! મારો તો સંકલ્પ છે. કર્મનો તો પ્રવાહ વહેશે પણ એ અજાણ્યા પ્રવાહની કોઈને ખબર પણ નહિ પડે. દધીમાં પડેલો મહારાજકુમારનો હાથ મને આંહીં ખેંચી લાવ્યો છે તે કાંઈ અમસ્તો ?

વનરાજ

[ મહારાજની તલવાર માથે ચડાવીને સિંહાસન પાસે—ધનુષબાણને નમતાં ]

વીર પિતા ! હું વનરાજ—તમારો રંક બાળક—

તમારી સહાય્ય યાચું છું. મને યુદ્ધમાં માત્ર જય ન મળો—પણ તમારું વીરત્વ મળો—[ શ્રીદેવીને ] બહેન ! આ સિંહાસન પર હું બેસું ત્યારે રાજતિલક હવે તારે કરવાનું છે ને સજ્જન! તારે સરદાર થવાનું છે.

રૂપસુંદરી

વનુભા ! હજી વાટ બહુ લાંબી છે હો.

વનરાજ

લાંબી વાટ તો હોય જ મા ! પણ તમે આજે જે પ્રાણ આપ્યો છે તે વિશ્વાસ આપે છે, કે વાટ ગમે તેટલી લાંબી હો—વિજય આપણો ગુર્જરોનો જ છે. જુઓ, એ ઘેર ઘેર ઘોષ શરુ થયા લાગે છે.

[ સથિયારીઓનાં ગીતનો ધ્વનિ સંભળાયા કરે છે. સૌ 'જય સોમનાથ'ની રણહાક ગજાવે છે. બહારની ગીતાવલિના ઘોષ પહેલાં મોટા પછી ધીમા ધીમા થતા જાય છે. ]

[ સ્થળ: કૉલેજ હોસ્ટેલનો એક રૂમ. રૂમમાં બે બારી છે. દરેક બારી પાસે એક ખુરશી, એક ટેબલ છે. એક ખુણામાં ટ્રીપોય પડી છે. તેના ઉપર ચાના પ્યાલા પડયા છે. એક ખુણામાં સ્ટવ પડયો છે. કૉલેજના બે વિદ્યાર્થીઓ વાંચી રહેલા નજરે પડે છે. બારીઓ ખુલ્લી છે. બારણું બંધ છે. ]

રાજેન્દ્ર

[ ચોપડીમાંથી અચાનક ડોકું ઉંચું કરીને ] આ બધું વાંચી વાંચીને મને હસવું આવે છે !

વિપિન

અત્યારે હસવું આવશે તો પછી રડવું આવશે. પ્રોફે. કાચબા પાટલુન કાલે આગળ વાંચ્યે જવાના છે. ને ડાશી પરીક્ષા તો આ પહેલીએ આવી. આજે ત્રેવીસમી તો થઈ. બોગવા માંડ—ગોખવા. પછી હસજે.

રાજેન્દ્ર [ આળસ મરડતો ]

ચા પીને પછી વાંચીએ તો ?

વિપિન

ચા પીવામાં મને વાંધો નથી, પણ એક શરત.

રાજેન્દ્ર

શી ?

વિપિન

પેલું નાટકમાં આવતું નથી—[ ગાય છે ] 'દાના પીએ દૂધ—કોઈ દૂધ લ્યો દિલરંગી'—એમ ચા પાનાર કોઈ સાથે જોઈએ.

રાજેન્દ્ર

અલ્યા, તું પણ ઘેલો થયો છે કે શું ? તારી સાથે આંહીં તો મારા જેવા જડસુ સિવાય બીજું કોણ ચા પીવા કે પાવા આવશે ?

વિપિન

કેમ કોણ આવશે ? એ જો ને, આ સામેથી આવે. 'પ્રત્યાદેશો રૂપગર્વિતાયાઃ શ્રિયઃ'

રાજેન્દ્ર [ બહાર જોઈને ]

ઓત્તારીની ! આ તો પેલી લલિતા આવે છે. પણ જો જે ઉલ્લુ બનતો નહિ હો; તારા જેવાં બે ચાર ગધેડાં એણે પાળ્યાં છે. એ પણ પ્રજાપતિની કુંવરી છે !

વિપિન

તને તો ટેવ પડી છે અલ્યા, જેની તેની નિંદા કરવાની. એને આંહીં આવવું શા માટે ફાવે છે તે તને ખબર છે ?

રાજેન્દ્ર

તું રૂપાળો કામદેવ જેવો રહ્યો—એટલે હશે!

વિપિન

હવે જા જા, એને કાલિદાસ કહે છે.

રાજેન્દ્ર

અને તને પણ કાલિદાસ કહે રહ્યો! બરાબર એટલે તારી પાસે આવતી હશે!

વિપિન

એ તું નહિ સમજે—બુદ્ધિની મૈત્રી શું છે એ સમજતાં તને એક સો વર્ષ લાગશે!

રાજેન્દ્ર

—અને બુદ્ધિની મૈત્રી કરતાં તારે એક સો જનમારા જોશે!

[ બહાર ટકોરા પડે છે. ]

વિપિન [ ધીમેથી ]

આ આવી; ઉઘાડ.

રાજેન્દ્ર

તું ઉઘાડ.

વિપિન

ના, તું ઉઘાડ.

[ બહારના ટકોરા સાથે અવાજ સંભળાય છે: અરે! મી.વિપિન, હું લલિતા, Your મેઘદૂત—please. વિપિન હડીને બારણું ઉઘાડે છે. રાજેન્દ્ર વાંચવામાં તલ્લીન હોય તેમ પીઠ ફેરવીને વાંચવા માંડે છે. લલિતા આવે છે. તે છેલ્લામાં છેલ્લી ઢબની—પણ બૉબ્ડહેર નહિ—એવી તરુણી છે. તે બોલવામાં કાંઈક ચાંપલી છે.]

લલિતા

[ વિપિનની સામે મશ્કરી કરતાં ] બહુ વાંચો છો? ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ નોંધાવવો છે કે શું? જુઓને, મી. રાજેન્દ્ર તો આ બાજુ જોતા પણ નથી!

રાજેન્દ્ર [ મનમાંથી ]

ઓ હો! તમે છો? મેં ધાર્યું તમે વિપિનને કાંઈ કહેવા આવ્યાં છો.

લલિતા

કહેવા મી. વિપિનને આવી છું, પણ તેથી તમને કાંઈ 'એવોઈડ' કરવા માગતી નથી.

રાજેન્દ્ર

ના, ના, 'આઈ ડોન્ટ મીન ધેટ'—પણ તમારો વિષય સંસ્કૃત, એમનો સંસ્કૃત—મારે તો આ ઇતિહાસનાં થોથાં—એમના જેવી રસિકતા કદાચ મારી વાતોમાં તમને ન જડે!

લલિતા

જુઓ, એટલી વારમાં ખોટું લગાડી બેઠા કે? ખરી વાત તો એ છે કે મને ઇતિહાસ જ વધારે ગમે!

રાજેન્દ્ર

ત્યારે સંસ્કૃત તો વિપિનની 'કંપની' માટે લીધું હશે!

લલિતા

કાંઈક એવું ખરું; કાંઈક મને પણ ગમે [ વિપિનને ] તમે પછી પેલી મલ્લીનાથની ટીકા વાંચી—?

વિપિન

કઈ?

લલિતા

દિઙ્નાગાનાં પથિ પરિહરન્—એ દિઙ્નાગ તે કોઈ ખરેખરો કવિ છે કે મલ્લિનાથનો ભ્રમ છે ?

રાજેન્દ્ર

મલ્લિનાથનો તો બિચારાનો કોણ જાણે—પણ તમારા કોથળા પાટલુન પ્રોફેસરનો ભ્રમ લાગે છે ! પ્રોફેસરો પરણતા ન હોય ને આવા દિઙ્નાગ કેટલા થયા છે—એની શોધ-ખોળ કરતા હોય તો ?

લલિતા

મી. રાજેન્દ્ર ! તમને વિદ્યાના ઊંડા મર્મમાં રસ નથી. તમને નથી લાગતું કે વિદ્યાનો પણ એક જીવનવ્યાપી રસ હોઈ શકે ? મને તો ખરેખર, વિદ્યાનો વ્યાસંગી એવો સમાનધર્મ મિત્ર મળે છે, ત્યારે દુનિયાની બીજી કોઈ વાતમાં રસ જ રહેતો નથી. ઠીક, મી. વિપિન, હું જાઉં. તમારું વાંચવાનું ખોટી થાતું હશે.

રાજેન્દ્ર

અમારું વાંચવાનું ખોટી થાતું નથી. પણ ચા ખોટી થાય છે. તમે પેલી ખુરશી ખેંચીને બેસી શકો છો.

વિપિન

ને ચા પી શકો છો.

રાજેન્દ્ર

ને મેઘદૂતની પારાણ પણ કરી શકો છો !

લલિતા

ઓ મી. રાજેન્દ્ર ! ‘What a horrible taste !’

[ ચા તૈયાર થાય છે. ને ત્રણે જણ ચા પીવા બેસે છે. ]

## પ્રવેશ બીજો

[ ગામડાના બે ગૃહસ્થો બોર્ડિંગ બહારની ઓશરીમાં આંટા મારતા, જે છોકરો નજરે ચડે તેને કાંઇક અણઘડ રીતે પ્રશ્નો પૂછતા, નજરે પડે છે. ]

**મફતલાલ**

એ સુખલાલ ! આ જાય પાટલુન વાળો. એ જ લાગે છે!

**સુખલાલ**

હવે તમે ય તે શું મફતભાઈ! આંહીં કોઈ દીકો પાટલુન વિનાનો તે એને પકડો છો ? એ તો કોણ જાણે ક્યાં હશે ? આંહીં કાંઈ સાં'ભનો પાર છે ? છે તે ઓરડે ઓરડે સાં'બ ને સાં'બ ? આ બધાય આપણા ઉપર રાજ કરવાના !

**મફતલાલ**

બૈ—ભણતર કોને કીયે ? ભણતર વાળાને હજાર આંખ્ય. આપણે એ ય મળે નહિ. [ એક છોકરાને જતો જોઈને ] એ પાટલુન વાળા સાં'બ ! [ પેલો છોકરો તેની સામે કતરાઈને જોઈ રહે છે ]

**સુખલાલ**

હવે તમે'ય તે શું મફતભાઈ ! આમ ગાંડાં કાઢો સો ? [ છોકરાને ] એ તો સાં'બ ! એની ભૂલ થઈ ગઈ. આંઈ અમારી ગામ તરફનું વિપનભાઈ ક્યાંક રહે છે, એને શોધતા હતા !

પેલો છોકરો

'વિપિન તો આંહીં હજાર હશે. વિપિનને કોઈ નહિ ઓળખે ! બાપનું નામ શું ?

સુખલાલ

ગણેશ.

પેલો છોકરો

'વી—જી—' અને અટક શી છે ?

સુખલાલ

મહેતા—

પેલો છોકરો

હાં, હાં, યસ, 'વી. જી. મહેતા—' આંહીંથી ત્રીજી રૂમ ! બ્લૉક સી—રૂમ—નં 'થર્ટીવન'

[ સુખલાલ ને મફતલાલ બેય બોઘા જેવા જોઈ રહે છે. પેલો છોકરો ચાલતો થઈ ગયો હોય છે. ]

સુખલાલ

મફતભાઈ ! આનું નામ ભણતર ! કડકડાટ બોલી ગયો નાં ? ને આપણા ગામડાનાં બાઘોલાં બોલતાં જ મૂંજે કાંઈ કહેતાં કાંઈ આવડે જ નહિ !

મફતલાલ

હૈ, ભણતર—ભણતર—મોટી વાત છે મફતલાલભાઈ !

સુખલાલ

આ ભણેલા પણ ગણેલા નહિ હો—ચાલો, આપણે આ બાજુ ત્રીજી ઓરડી કીધી નાં ?

મફતલાલ

હા, ચાલો. ભણેલા ઈ ભણેલા સુખલાલ ભાઈ !

એને કોઈ નો' પોંચે. જુઓને—કોઈ મોળો દેખાય છે?

સુખલાલ

મારું બેટું, પણ છે નાં નાના રજવાડા જેવું? જ્યાં જુઓ ત્યાં બારણાં!

મફતલાલ

અને બારી કેટલી—? લ્યો, આ જ રૂમ—અરે વિપન ભાઈ! એ વિપનભાઈ! [ બારણું ખખડાવે છે. અંદરથી અવાજ આવે છે ] 'yes, પ્લીઝ, કમ ઇન—કમ ઇન.'

[ એક અણધડ ધક્કો લાગતાં બારણું ઉઘડી જાય છે ને બે ય જણ અંદર ઠેલાય છે. [અંદર ચા પીનારાં ત્રણેના હાથમાં પ્યાલા રહી જાય છે. ]

મફતલાલ

અરે વિપનભાઈ! અમે તો ગોતી ગોતીને થાકી ગયા.

લલિતા [ વિપિનને ]

'હુ ઇઝ ધીસ જેન્ટલમેન?'

વિપિન [ ધીમેથી ]

એ તો અમારા ગામના છે.

મફતલાલ

[ બન્નેને વાત કરતાં આશ્ચર્યથી જોઈ રહે છે ] એમ ના ગામના રયા—તે કીધું વિપનભાઈને મળતા આવીએ. આ વખતે તો પાક બહુ સારો થયો છે! વપનભાઈ! તમતમારે ચા પીઓ. અમે કોઈ પીતા નથી.

વિપિન [ ચા પીતાં પીતાં ]

કેમ? કેટલા ઘઉં થયા?

મફતલાલ

સુખલાલ કાકાને એંશી કળશી. ને મારે તો ધ્યા એકસો ને પચીસ. ભાવ પણ સારા છે. સુખલાલ કાકાને તો ત્રણ થેલી આવી!

લલિતા

'થ્રી થાઉન્ડઝ?— એન્યુઅલ ઇન્કમ?—ધેટ મીન્સ ધીસ મેન ટુ ગેટ થ્રી હન્ડ્રેડ પર મંથ! ઓ—માઈ લોર્ડ!

રાજેન્દ્ર

અને આ વિપિનને પણ નહિ મળે? ત્રીસ રૂપિયા— પર મંથ—ઓ—માઈ લોર્ડ!

સુખલાલ

હૈં' સા'બ, અમે તો ગામડાનાં બોથાં કહેવાઈએ. અમને કાંઈ બીજી ગતાગમ ન પડે! લ્યો, મફતલાલ આપણે વાત કરી લ્યો, તો પછી જાઈ!

મફતલાલ

પણ આમ ને આમ? આમ આવોને વિપિનભાઈ

[વિપિનને મફતલાલ એક બાજુ જાય છે. રાજેન્દ્ર ને લલિતા છાનું હસે છે—અંતે લલિતા હસતી હસતી રૂમાલ આડે રાખીને ચાલી જાય છે. રાજેન્દ્ર પણ તેની પાછળ જાય છે. સુખલાલ શરમાતો બેઠો બેઠો ઓરડીનું ફર્નીચર જોયા કરે છે! ને ટેબલ ઉપર હાથ ફેરવી ફેરવીને તેની કુમાશથી આશ્ચર્ય અનુભવે છે.]

મફતલાલ

[વિપિનને] બધું તમારી મરજી પ્રમાણે ભાઈ! અમારે તો શું કે વચન મળવું જોઈએ! તમારું વચન

અટલે બ્રહ્માનો અક્ષર. કેમ સુખલાલ? જરાક આમ આવો તો.

સુખલાલ [ તેની પાસે પહોંચીને ]

હા મારા ભાઈ, તમારું વેણ મળે અટલે થયું. તો પછી અમે તમારા બાપુને—ભગવાનજી ભાઈને, મોંઘીમાને, કાને વાત નાખીએ. પણ વાત માંડીને પૂરી કરોને મફત-ભાઈ! ભણેલ માણસને પછી ગોટો ન ગમે!

મફતલાલ

એમાં વાતમાં બીજું શું કરવું છે? છોકરી જાણે વીંટીનો કટકો!

વિપિન [ સાશ્ચર્ય ]

વીંટીનો કટકો? એ શું?

મફતલાલ

અટલે કુંદન જેવી!

વિપિન

' પણ મારો—

મફતલાલ

સાંભળો તો ખરા. ઉમ્મર ને અવસ્થા આ .ગોન ગયા'નાં એવડી. ચાર અંગરેજીમાં પાસ. ગુજરાતી તો સાત કરી છે હો. અમારે ગામડા ગામમાં સાત ગુજરાતી હોયે નાં, લૈ સા'બ, અટલે અમે તો સાત કરાવી. વાંચે કડ-કડાટ. કાગળ ગમે એવો આવે તો ઉકેલી કાઢે. કોઠનું કામ કરે.

વિપિન

કોઠ? કોઈ ને કોઠ થયો છે?

મફતલાલ

અરે નાં' ભાઈ' સાબ કોઠ દુશ્મનને'ય ન થાય. કોઠનું કામ—અટલે ઢોરઢાંખર જાળવે. ભેંશ દોતાં આવડે છે. રસોઈ બનાવે. ટૂંકામાં તમારે ઘર જાળવે—! છાશ પણ કરે.

વિપિન

છાશ પણ કરે ? મને હજી સંગ્રહણી થયો નથી. અને મારી પાસે પૈસા નથી . . .

મફતલાલ

આ એમ છે, ભૈ'શાબ? પણઅમારે પૈ લેવી દેવી હરામ. તમારા જેવાના પુન પ્રતાપે બાર મહિને એ પૈસા રળી ખાઈ ! ઠીક, મારા ભાઈ રોટલા થાય ! પૈ લેવી ગોમેટ બરાબર. બસ હાંઉં ?'

વિપિન

પણ મારો વિચાર હમણાં નથી !

મફતલાલ

તે ભલે; પણ ભણ્યા પછી ?

વિપિન

તે અત્યારથી કેમ કહેવાય ?

મફતલાલ

પણ પરણવું તો છે નાં ?

[ રાજેન્દ્ર પ્રવેશ કરે છે : છેલ્લો શબ્દ પકડી લે છે. ]

રાજેન્દ્ર

ઓ . . . હો ! મી. વિપિન ! યોર ફ્યુચર—

**વિપિન** [ તપી જઈને ]

you—shut up—યુ ફુલ—

[ ગામડાના બેય જણા સસંભ્રમ એક તરફથી બીજા તરફ જુએ છે ]

**રાજેન્દ્ર**

વાત તો અસ્થા તું કરે છે—ને ગુસ્સે પાછો મારા ઉપર થાય છે? મેઘદૂતમાં પણ એ જ આવે છે નાં?

**વિપિન**

મારો વિચાર નથી, કાકા!

[ બન્ને જણા છોભીલા પડીને ઉભા રહે છે ]

**મફતલાલ**

બે—ગજવે પણ ગજા સંપત—

**વિપિન** [ જરાક રોફથી ]

કાકા! તમને ન કહ્યું? મારો બિલકુલ વિચાર જ નથી. હવે છે કાંઈ કહેવાનું!

**રાજેન્દ્ર**

કાકા! એ તમે ન સમજો! પરણે એ બીજા! આ તો બિચારા વાંચવાવાળા! એ વાંચી વાંચીને ડીગ્રીઓ જ લીધા કરશે. ને ડીગ્રીઓ લઈને ભૂખે મરશે!

**વિપિન**

રાજેન્દ્ર!

**રાજેન્દ્ર**

યેસ—વિપિન!

[ બન્ને મફતલાલ સુખલાલ મુંઝાઈને ચાલતા થાય છે ]

**વિપિન**

તને રાજેન્દ્ર! મારા વિષે કાંઈ ખબર નથી. હું આવા

'મેરેજ'માં માનતો નથી. 'મેરેજ' લગ્ન—એ આત્માનું સાહચર્ય છે.

રાજેન્દ્ર

અને હું—જેમાં તું માને છે એમાં માનતો નથી!

વિપિન

તું શેમાં માને છે?

રાજેન્દ્ર

કહું?

વિપિન

હા, કહેને.

રાજેન્દ્ર

વસમું લાગશે!

વિપિન

પણ કહેને!

રાજેન્દ્ર

નારે લલિતા જોઈએ છીએ ખરું?—લલિતા ભલે મેઘદૂત વાંચે, ને કાલિદાસ કાલિદાસ કરે—પણ એ પરણશે કોઈક લક્ષ્મીદાસને! લે બોલ હવે? એટલે તું આત્મા આત્માનું સાહચર્ય કર્યા કરે છે, પણ એ આત્મા આત્મા કરતા કૈક રખડી પડ્યા છે!

વિપિન

તારામાં કોઈ આદર્શ નથી. આદર્શની તમન્ના નથી. આદર્શ માટે થોભવાની તારામાં શક્તિ નથી.

રાજેન્દ્ર

પણ મારામાં એક છે. શું? તને ખબર છે? દ્રમ્મ! [ હાથથી સિક્કા બતાવે છે ] વસુ—જેના વિના નર પશુ મનાય છે!

## પ્રવેશ ત્રીજો

[ પરીક્ષાનું પરિણામ બહાર પડયું છે. વિપિન રાજેન્દ્ર આનંદ ઉડાવી રહ્યા છે. ચા પાર્ટી માટે વિપિનના 'રૂમ'માં સૌ ભેગા થયા છે. એક બાજુ ગ્રામોફોનની રેકર્ડ ચાલતી હોય છે. એક ટેબલ પાસે વિપિન રાજેન્દ્ર—લલિતાની રાહ જોતા બેઠા છે. ]

રાજેન્દ્ર

Congratulation! વિપિન ! તું હવે ફેલો થવાનો કે?

વિપિન

પણ, આસો એમ સોરી—

રાજેન્દ્ર

અરે દીકરી! સોરી બોરી જવા દે. જગતમાં જેમ જનમમરણ છે તેમ, પરીક્ષામાં પાસ નાપાસ છે. લલિતા પણ ફર્સ્ટ ક્લાસમાં આવી ગઈ?

વિપિન

તું પાસ થઈ ગયો હોત!

રાજેન્દ્ર

અરે દીકરી! વળી તું રોવા બેઠી કે? પાસ તું થયો, કારણ કે તું પાસ ન થાય તો કરે શું? ખાય શું? પાસ થયા વિના નોકરી તો મળતી નથી ને નોકરી વિના કોઈ હિંદી જીવવાનો નથી!

વિપિન

તું એક બીજી ટ્રાયલ કરી લે—

રાજેન્દ્ર

હું બીજી ટ્રાયલ કરું? કાંઈ ગાંડો થયો છે કે શું? બજાર ક્યારની મારી રાહ જુએ છે!

વિપિન

ત્યારે તો તું, આ સંસ્કાર—આ આદર્શ—આ વિદ્યાનો આનંદ એ બધું ભૂલી જવાનો!

રાજેન્દ્ર

પણ તને રાખું છું ને એ આનંદ સાચવવા માટે. લે જો—આ લલિતા પણ આવી.

[ લલિતા પ્રવેશ કરે છે. તેણે આજે ખાસ આકર્ષક ડ્રેસ પહેર્યો છે. ]

લલિતા

હલ્લો! મી—રાજેન્દ્ર—હું તમારે ત્યાં જઈ આવી.

રાજેન્દ્ર

શા માટે? હું તો નપાસ થયો છું.

લલિતા

તમે દુનિયાને પાસ—નપાસના ધોરણથી જ માપ્યા કરશો?

રાજેન્દ્ર

આ તમારું જ્ઞાન નવું લાગે છે [ એક તરફ ફરીને ધીમેથી ] ખબર પડી લાગે છે બાઈને કે, રાજેન્દ્રને કાકાનો મોટો વારસો મળે તેમ છે. [ મોટેથી ] વિપિન તો મારી બજારમાં જવાની વાતથી જ રોવા જેવો થઈ ગયો છે!

વિપિન

પછી એના સંસ્કારનું શું થાશે?

રાજેન્દ્ર

જો ને ભાઈ, હું સંસ્કાર ખોઈશ, બજારમાં પડીશ એટલે. ને તું જાળવીશ—નોકરી કરીશ એટલે? જે સંસ્કાર જાળવવા માટે માણસ નોકરી સિવાય બીજો કોઈ ધંધો જ ન કરી શકે—એ સંસ્કાર કેટલા ઉપરછલ્લેના હશે?

વિપિન

રાજેન્દ્ર! તું પહેલેથી જ આવો રહ્યો. લલિતા ને હું—તું પૂછી જો લલિતાને—જ્યારે મેઘદૂત સાથે બેસીને વાંચીએ છીએ, ત્યારે આ દુનિયા ભૂલી જઈએ છીએ. કેમ લલિતા?

લલિતા

તમારી વાત સાચી છે. પણ એમાં જરા સુધારો કરવાનો છે.

વિપિન [ આશ્ચર્યથી ]

શું?

લલિતા

એ એક જાતનું ભ્રમણાત્મક સાહિત્ય છે! એ આપણને ભ્રમમાં રાખે છે!

વિપિન

હેં!—તમારો આ વિચાર ક્યારથી ફર્યો?

રાજેન્દ્ર [ એક તરફ ફરીને ધીમેથી ]

આજ સવારથી. જ્યારથી એને ખબર પડી કે... [ મોટેથી ] હું પણ એમ જ માનું છું!

વિપિન

ત્યારે તો તમે જે મોટી વાત કરતા હતા—

લલિતા

જુઓ, મી. વિપિન—જે માણસ અનુભવથી વાત ફેરવવાનો પ્રયત્ન કરે છે તે ડાહ્યો છે.

વિપિન

ત્યારે તો તમે પણ રાજેન્દ્રની ગાડીમાં જ બેસવા મથો છો.

લલિતા

મથતી નથી—હું તો એમાં જ છું !

રાજેન્દ્ર

વિપિન ! તું દીકરી ! રડવાનું છોડી દે. જો તું બેઠો વાંચ્યા કરજે. હું બેઠો કામ્યા કરીશ. ને લલિતા બેઠી આનંદ કરશે. બસ ગોઠવાઈ ગયું નાં ?

વિપિન

પણ ત્યારે આપણા આદર્શો—

રાજેન્દ્ર

આદર્શો વાંચવા માટે છે કે જીવવા માટે ?

વિપિન [ જુસ્સાથી ]

જીવવા માટે, જીવવા માટે, જીવવા માટે.

રાજેન્દ્ર

ત્યારે વાંચવા માટે શું રહેશે ?

વિપિન

નોન સેન્સ ! રાજેન્દ્ર ! તારામાં 'સેન્સ' જ નથી.

[ ગુસ્સાથી ચાલ્યો જાય છે. લલિતા તેને મનાવતી હોય તેમ પાછળ જાય છે ]

## પ્રવેશ ચોથો

[ બગીચામાં રાજેન્દ્ર ને લલિતા ફરતાં હોય છે ]

**લલિતા**

પણ તમારા જેવા માણસ આવું ગામડાનું બોથું લાવશે ? તમે એની સાથે વાત શી રીતે કરશો મી. રાજેન્દ્ર ?

**રાજેન્દ્ર**

એવું છે મીસ. લલિતા ! કે હું તો સામાન્ય બુદ્ધિનો માણસ રહ્યો. મારે કોઈ સામાન્યબુદ્ધિની જ ગૃહિણી જોઈએ. તમારી બુદ્ધિમત્તા—મને એ બહુ ભારે પડી જાય ! મેં તો એમ માન્યું હતું કે તમને વિપિન સાથે ઠીક ગોઠી ગયું છે. એ પણ તમારી પાછળ ઘેલો છે !

**લલિતા**

પણ ઘેલછા ઉપરાંત સંસારવ્યવહાર ચલાવવા માટે બીજી ઘણી વસ્તુઓની જરૂર પડે છે. છોકરાઓ ભણી ભણીને બબુચક થતા હશે પણ અમે છોકરીઓ, તો ભણ્યા પછી પણ સારી રીતે સમજીએ છીએ કે ' પહેલું સુખ તે ઘરમાં મોટર, બીજું સુખ નોકર ચાકર. ત્રીજું સુખ વય ને સંસ્કાર: ચોથું સુખ પૈસા ભંડાર.'

**રાજેન્દ્ર**

આ તમારી વાત તદ્દન નવી જ લાગે છે મીસ. લલિતા ! આ વળી તમે ક્યારે શીખ્યાં ?

**લલિતા**

અમને એ આવડે જ છે. શીખવાનું હોતું નથી. છોકરાઓ એવા બબુચક હોય છે કે ભણ્યા પછી, પાસ થયા પછી, ને ડીગ્રી લીધા પછી પણ—કીટ્સ—કીટ્સ—ક્યાં

જ કરે છે. અમે કીટ્સ વાંચીએ છીએ—એટલા માટે કે હમણાં વળી છોકરાઓને એવું ઘેલું લાગ્યું છે કે, ભણેલી હોય તો આત્માને આત્મા વધારે ઓળખે. એમને ખબર નથી લાગતી—કે આ ભણતરે પુરુષોને રોટલા કામતાં અળસાવ્યા—ને સ્ત્રીઓને રોટલા ઘડતાં અળસાવી ! એટલે અમને મેં કહી એવી સગવડના હોય તો વધારે ઠીક પડે !

રાજેન્દ્ર

આ ગરીબ દેશમાં તો અર્થશાસ્ત્રની દૃષ્ટિએ પણ સ્ત્રી પુરુષના આર્થિક પ્રશ્નો એક બીજાના ઉપર અવલંબન કરનારા છે. ત્યાં જો ભણતરથી આર્થિક બોજો ઘટવાને બદલે વધે તો તો પછી સંસાર ચાલી રહ્યો !

લલિતા

પણ હું તમને પૂછું છું—આપણે જેવી ચર્ચા કરી શકીએ છીએ, આનંદ કરી શકીએ છીએ, તેવી ચર્ચાનો તમારી પસંદગીમાં અવકાશ છે ? હાથે કરીને શા માટે મી. રાજેન્દ્ર ! ગામડાના બોથામાં પડો છો ?

રાજેન્દ્ર

એવું છે બ્હેન ! કે જો ચર્ચા માટે જ સ્ત્રીનો ખપ હોય—તો તો હું થોડીક 'રેકર્ડ' વસાવી લઉં કે જેમાં ચર્ચાચર્ચા ચાલતી હોય. સ્ત્રીનો ખપ ચર્ચા માટે પણ નથી, ને પાંડિત્ય ડોળવા માટે પણ નથી.

લલિતા [ કાંઈક રોષથી ]

હાં, હાં, તમારું જીવન—પશુજીવન રહ્યું—

રાજેન્દ્ર

હજી સુધી તો પશુજીવન ન ગાળનાર દંપતી મને

મળ્યાં નથી. પશુ તો આપણે બન્નાં છીએ. પણ જ્યાં—
એક બીજા પ્રત્યે મૂંગી સહાનુભૂતિ હોય, ત્યાં પશુજીવન-
માંથી—એક સોપાન પરંપરા ઉભી થાય છે, જે તમને
કાંઇક માનવ બનાવે. હેવ તો અમારે થવું નથી!

લલિતા [ રોષથી ]

બહુ જ ordinary—તદ્દન નિર્માલ્ય વિચાર! ઠીક
મી. રાજેન્દ્ર! wish you good luck.

[ બન્ને જણા મૂગા મૂગાં બગીચામા ફરે છે.
એક તરફ એક મંડપમાં વિપિન છુપાઈને બેઠો
બેઠો એમને આવતાં જુએ છે ]

લલિતા

મને મી. રાજેન્દ્ર! વિપિનને માટે પણ લાગે છે. જેમ
તમને ગામડાના બોથાંનો મોહ છે—તેમ એને વળી નાગ-
રિકાનો મોહ છે.

રાજેન્દ્ર

એવું છે મીસ લલિતા! ખરી રીતે જે લગ્ન આપણે
કરીએ છીએ તે લગ્ન બરાબર નથી—એ આપણને જાતી
મોડી મોડી—પીસ્તાળીશ પચાસ વર્ષની વયે ખબર પડે
છે! ને વખતે મકતનાં એક બીજા સાથે ચડભડે એવાં
હોય તો છૂટાં પડે. નહિતર હાંક્યે રાખે.

લલિતા

પણ ત્યારે સુખી લગ્ન ક્યાં ગણવાં?

રાજેન્દ્ર

સુખી લગ્ન જેવી કોઈ વસ્તુ છે નહિ. સાધન સગ-
વડનાથી લગ્ન સુખી બને છે. એને અભાવે લગ્ન દુઃખી

થાય છે. હા, એટલું ખરું, વય, સંસ્કાર, અનુભવ, પ્રણાલિકા જોવાં જોઈએ. બાકી તમે માનો છો તેમ લગ્ન, પહેલેથી સુખી જોઈને કરવાથી સુખી બનતાં નથી. લગ્ન, એ તો સ્ત્રી અને પુરુષની જીવનવ્યવસ્થાનો એક અખતરો છે. એ અખતરો—પુરુષ અને સ્ત્રી બન્નેની આકરી કસોટી માગે છે. એ કસોટીમાં ઘણી વખત નવી સ્ત્રી મોળી ઉતરે છે!

લલિતા

નવી અને જૂની સ્ત્રી? What a horrible idea—તમે બે સ્ત્રીમાં માનો છો? અને એ કસોટીમાં પુરુષ તો સો ટચના સોના જેવો નીકળતો હશે?

રાજેન્દ્ર

ના. ના, નવી સ્ત્રી એટલે New woman—જે આવી રહી છે એની વાત કરુ છું! બોબ્ડ હેરની!

લલિતા

હાં, હાં, તમે ત્યારે તો, સ્પષ્ટ રીતે સ્ત્રીદ્વેષી છો!

રાજેન્દ્ર

કારણ કે જે વાતમાં સ્ત્રીની—નિશ્ચયાત્મક ઉત્કૃષ્ટતા હતી—ઘરને ઘર રૂપ રાખવાની, તેમાં નવી, ચાંપલી, વેવલી વાદીલી સ્ત્રી, ભયંકર રીતે નિષ્ફળ નીવડી છે। એ પોતાનું છોકરું તો પૂરું સાચવી શકતી નથી એટલું જ નહિ, એને સાચવતાં આવડતું પણ નથી,—અને છતાં છોકરાં કેમ સચવાય એનાં ભાષણ આપવા પોતે જાય છે! હું આ ભયંકર જાતથી ત્રાસીને—ગામડાનાં ભોથાં તરફ વળ્યો છું.

લલિતા

તો તમારાં ભોથાં તમને મુબારક હો. [ કાંઈક

આવેશથી ] રાજેન્દ્ર! કોઈ પણ નવી—સ્વમાની સ્ત્રી, તમારા તરફ થૂંકશે પણ નહિ! [ પોતે થૂંકે છે ]

રાજેન્દ્ર

પણ તમે તો થૂંક્યાં. ફીકર નહિ બહેન! નવી સ્ત્રીના સ્વમાનની પણ મને ખબર છે. ને એના અપમાનની પણ મને ખબર છે. આપણી વચ્ચે મેળ મળે તેમ નથી.

લલિતા

તમને બોથાં—સિવાય બીજી કોઈ જાન પસંદ પણ નહિ પડે! પશુજીવન! ઓલરાઈટ—'વીશ યુ ગુડલક!

[ બન્ને જુદે જુદે રસ્તે જાય છે. ]

[ લલિતા વેગમાં ને વેગમાં જતી હોય છે, ત્યાં વિપિન એની સાથે થઈ જાય છે. વિપિન એને એક બે વખત બોલાવે છે. ]

વિપિન

મીસ લલિતા! એ...મીસ...લલિતા!

લલિતા [ ચમકીને પાછળ જુએ છે. ]

કોણ?

વિપિન

એ તો હું વિપિન.

લલિતા

કેમ? મને બોલાવો છો? કાંઈ કામ હતું?

વિપિન

અરે! મીસ લલિતા! તમે કેમ છેક બદલાઇ ગયાં છો?

લલિતા

હું બદલાઈ નથી વિપિન! મને તમારી જાતમાં શ્રદ્ધા રહી નથી.

વિપિન

અરે! અરે? હું તો એમ માનતો હતો—એમ માનતો હતો—મારું એમ ધારવું હતું—[ થોથરાય છે. ]

લલિતા

કેમ થોથરાવ છો? તમારે શું કહેવાનું હતું ને કહી નાખોને!

વિપિન

આપણે સાથે મેઘદૂત વાંચતા હતા તે યાદ છે? હજી તો પરીક્ષા હમણાં જ ગઈ છે!

લલિતા

પણ પરીક્ષા માટે મેઘદૂત વાંચતા—માટે જીંદગીભર મેઘદૂત વાંચ્યા કરીશું એવી ગાંડી ઘેલછામાં તમે ક્યાંક પડી જાતા નહિ હો!

વિપિન [ ગભરાતો ]

ના, ના, એમ તો શું—પણ મારા મનને એમ કે—

લલિતા

જુઓ, મી. વિપિન! હું તમને એક સત્ય કહી દઉં. રાજેન્દ્રે ગામડાનું ભોથું શોધી કાઢ્યું. તમને ઠીક પડે એવી નાગરિકા તમે શોધી કાઢજો. મફતનો—મારી પાછળ વખત ન ગુમાવતા. New woman ને માટે તમારા બેમાંથી એકેમાં લાયકાત નથી.

વિપિન [ આશ્ચર્યથી ]

New woman?—એ વળી શું છે? નવી નારી?

લલિતા

આવતા જમાનાની નારી સમજ્યા? એ તમારી ગુલામડી નથી. તમારી દાસી પણ નથી. તમારા પાંડિત્ય માટેની

'રેફ્રર-સબુક' નથી. એને તમે નહિ સમજો, કારણ કે તમે પંડિત છો. રાજેન્દ્ર નહિ સમજે, કારણ કે એ અતિ સામાન્ય છે.

રાજેન્દ્ર રસ્તામાં જતાં જતાં થોભીને ] એને એક જ જણ સમજશે. જે મુરખ હશે, પણ દ્રવ્યવાન હશે !

**લલિતા** [ રોષથી ]

યુ—ફુલ—

[ સૌ જાય છે. ]

# પ્રવેશ પાંચમો

[ રાજેન્દ્ર, મફતલાલ, સુખલાલ પાછળથી વિપિન અને લક્ષ્મી. બગીચામાં કોલાહલ થતો હોય છે. ]

**રાજેન્દ્ર**

જાઓ—તમને એક વખત કહ્યું પણ શરમ નથી આવતી ?

**મફતલાલ**

ભૈસાબ ! અમે ગામડાનાં બોથાં. અમને શી ખબર કે આમ નહિ અવાતું હોય ? હવે નહિ આવીએ બસ ? પણ એક વખત તો અમારી દીકરીનું મોં જોઈ લેવા દો.

**સુખલાલ**

ભાઈ! તમે ડાહ્યાડમરા—ભણેલગણેલ થઈને આ શું આદર્યું છે ?

**રાજેન્દ્ર**

આપણે વાત થઈ હતી કે નહિ ? એક વખત લગ્ન

થઈ જાય પછી તમારા સંસ્કાર કાઢી નાખવાનો હું પ્રયત્ન કરું એમાં તમારે આડે આવવું નહિ!

**મફતલાલ**

હા, બૈ'સાબ! પણ તમે આમ છેક છેલ્લે પાટલે બેસશો એ અમને ખબર નહિ! અમારી દીકરીને તો દર્શન કર્યાં વિના અન્નજળ હરામ છે, ને તમે તો કોઈ ધરમ કરમમાં માનતા નથી!

**રાજેન્દ્ર**

હવે તમે જાઓ છો કે પોલીસને ખબર કરું?

[ મફતલાલ ને સુખલાલ જાય છે. વિપિન પ્રવેશ કરે છે. ]

**વિપિન**

જાણ્યું રાજેન્દ્ર?

**રાજેન્દ્ર**

શું?

**વિપિન**

તને ખબર નથી?

**રાજેન્દ્ર**

ના. કેમ શું છે?

**વિપિન** [ ગજવામાંથી કંકોત્રી કાઢે છે. ]

લે ત્યારે. લલિતા પરણે છે. કોને? ખબર છે? શેઠ મોહન ગજાનન ગંડેરીવાળા!

**રાજેન્દ્ર**

અરે! પસંદ કરી કરીને આ નવી નારીએ કોના ઉપર પસંદગી ઉતારી? કેવળ પૈસા ઉપર!

લક્ષ્મી

તમે મને ભગવાનની વાત કરો. બીજા બધા—ગોટા વાળો છો—અશોક ને એવા એવા—એ કાંઈ યાદ રહેતા નથી. આજ તો પાછો મારે એકાદશીનો અપવાસ છે!

વિપિન

બહેન! હવે તમારે એ બધી વાત છોડી દેવી જોઈએ! એકાદશીને શું કરવી છે આ ઘરમાં?

લક્ષ્મી

કેમ આંહીં કોઈ એકાદશીમાહાત્મ્ય નહિ વાંચે? તો તમે વાંચજો. એ વિના તો મારાથી અન્ન ન લેવાય. એવો મારે નિંમ છે!

વિપિન [ એક બાજુ ]

લેતો જા ભાઈ રાજેન્દ્ર! તને પણ ઠીક મજા પડશે. આ પુતળું ઠીક મળી ગયું. [ મોટેથી ] હું વાંચીશ. પણ તમારે આ ઘરના મોભા પ્રમાણે રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. જુઓ, આંહીં કોઈ એવું કરે છે?

લક્ષ્મી

આંહીં બધા નાસ્તિક હોય એટલે હું કાંઈ નાસ્તિક બનું?

વિપિન

એમાં નાસ્તિક આસ્તિકનો સવાલ નથી. આપણે જે ઘરમાં આવીએ એ ઘરના વાતાવરણને અનુકૂળ બનવાની વાત છે!

લક્ષ્મી

ને ઘરવાળાં આપણને કાંઈ અનુકૂળ ન બને?

વિપિન

એ પણ બને. કેમ ન બને?

લક્ષ્મી

તો હું મારી એકાદશી કરું. મારા ભગવાનને રાખું. એ ભલે 'બ્રેડ ને બટર' ખાતા, ને કૂતરું રાખતા. પછી એમાં શું વાંધો છે?

વિપિન [ એક તરફ ]

લે ભાઈ રાજેન્દ્ર! તું નવી નારી લાવ્યો હોત તો એ એનો સિદ્ધાંત રજુ કરત. આ એનો સિદ્ધાંત રજુ કરે છે. જે કરવાનું હતું—તે તેં કર્યું નહિ. લગ્ન—એ જીવન-વ્યવસ્થાનો અખતરો છે, તો હવે આ અખતરાને તું જ સાચવી લે. [ મોટેથી ] એવું છે બેન! આપણે શું કરવા નાહકની કડવાશ વધારવી? જે પાણીએ ચડતું હોય એ જ પાણીએ ચોડવોને!

લક્ષ્મી

ના રે ભૈ! એમ તો હું ઘરમાં પરણીને આવું છું. કોઈ ભાડે લાવ્યા નથી કે એમનું ધાર્યું જ બધું થાય. બહુ થાશે તો હું તો જઈશ મારે ઘેર—અમારે કાંઈ દાણાની ખોટ નથી!

[ રાજેન્દ્ર પ્રવેશ કરે છે ]

રાજેન્દ્ર

કેમ વિપિન? બે મહિના થયા પણ આને હજી ચોથી એ. બી. સી. ડી. તો આવડી નહિ?

લક્ષ્મી

પણ તમારે ચોથી એ. બી. સી. ડી. વિના શું અધુરું

રહી જાય છે એ કહોને? તમારાં ફુલકાં બરાબર આવે છે કે નહિ?

રાજેન્દ્ર

આપણે પ્રાણી નથી લક્ષ્મી! આપણે પણ માણસ છીએ. મારા તારા વિચાર ધીમે ધીમે મળતા થાય માટે તો આ મારો પ્રયત્ન છે!

લક્ષ્મી

મારા તમારા વિચારનો મેળ મળે જ નહિ ને! લ્યો, આજ એકાદશી છે, ઉપવાસ કરો તો હું જાણું કે તમને કાંઈક જ્ઞાન છે!

રાજેન્દ્ર

તું ચોથી એ. બી. સી. ડી. આજે શીખી જાય તો ઉપવાસ કરું.

લક્ષ્મી

મારે શીખે છે ભૂખરાત—રહી રહીને, તમારી ચોથી એ. બી. સી. ડી. એમ તે ક્યાંય પાકે વડે કાંકા ચડતા હશે? ને તમે જ કહો ને, મારી કઢી તમે વખાણો છો, તેમાં ચોથી એ. બી. સી. ડી. શીખવાથી કાંઈ વધારે સ્વાદ આવશે? મારે તો એકાદશી માહાત્મ્ય વાંચવાનું છે. શું ભગવાને લીલા કરી છે!

રાજેન્દ્ર

તો આજે આપણે સીનેમા જોવા જઈએ.

લક્ષ્મી

ના રે! મારે તો કાંઈ એવાં નાગાં જોણાં જોવાં નથી! એકી બે માળા નહિ ફેરવું કે ભગવાનનું વિમાન દેખું!

[ રાજેન્દ્ર ત્યાંથી પગ પછાડતો ચાલ્યો જાય છે વિપિન લક્ષ્મીને સમજાવે છે. ]

**લક્ષ્મી**

પગ તો મેં ઘણાયને પછાડતા જોયા છે! એમ કાંઈ આપણી વાત મૂકી દેવાય. લ્યો માસ્તર! તમે એકાદશી માહાત્મ્ય લાવો.

[ વિપિન જાય છે લક્ષ્મી છબીઓને માળા ધરાવે છે. ઘીનો દીવો કરે છે. શાંત બેસે છે. ]

**વિપિન**

[ એકાદશી માહાત્મ્યનું પોથું લાવતાં ] ભલા ભગવાન! તારી લીલા પણ અગાધ છે! ક્યાં શેલી, ક્યાં કીટ્સ, ક્યાં કાલિદાસ—ક્યાં પેલું શાંકર બ્રહ્મસૂત્ર—ને ક્યાં આ માસ્તરનો એકાદશીમાહાત્મ્ય વાંચવાનો અવતાર! ઠીક છે, આ બેયનો મેળ મળે તેમ નથી. ત્યાં પેલી લલિતા—ને શેઠને પણ એવો જ મતભેદ છે. પેલી કહેશે કૂતરું સ્પેનીયલ મોટરમાં રાખીએ—શેઠ કહેશે ના, તુલશીના છોડના માંજર રાખીએ! મેં ઠીક કર્યું કે ન નવામાં હડ્યો, ન જૂનામાં સડ્યો—ને શાંકરબ્રહ્મસૂત્રના પાઠાંતરમાં જ પડ્યો!

## પ્રવેશ છઠ્ઠો

[ વહેલી સવારમાં રાજેન્દ્ર ચા ટેબલ ઉપર હોય છે. વિપિન સામે બેઠો છે. વચ્ચે છાપાં પડ્યાં છે. નોકરો ચાની સામગ્રી ગોઠવે છે. ]

**રાજેન્દ્ર**

ઓત્ તારીની—જોયું વિપિન?

વિપિન

કેમ શું થયું ?

રાજેન્દ્ર

શેઠ ગંડેરીવાળાને ત્યાંથી લલિતાને 'પાણીચું' મળ્યું લાગે છે.

વિપિન

કેમ જાણ્યું ?

રાજેન્દ્ર

આમાં જાહેરખબર છે. લલિતાના નામની—ટ્યુશન લેવા માટેની !

વિપિન [ આશ્ચર્યથી

હેં !

રાજેન્દ્ર

મને ખબર નથી પડતી કે લોકો લગ્નનો અખતરો શા માટે સફળ બનાવી શકતા નથી ? એ તે આપણામાં વ્યક્તિત્વના વિકાસનું ચિન્હ છે ? નારીની જાગૃતિનું ચિન્હ છે ? આર્થિક અસંતોષ ને અસમાનતાનું કુદરતી પરિણામ છે ? કે પછી જે ઝેર આપણને ભણતરને નામે આપવામાં આવ્યું, એણે, અનેક જ્ઞાતિઓ વાળા હિંદુસંસારને, અનેક પ્રકારના સાચાખોટા વિચાર ને વાદ આપી આપીને, હતો એના કરતાં પણ, વધારે છિન્નભિન્ન કર્યો, એનું આ પરિણામ છે ? આ પરિણામ શાનું છે કે પછી આમ આગળથી ચાલતું આવતું હશે ?

[ નોકર મૂંઝવો મૂંઝવો આવે છે ]

નોકર

સાહેબ !

રાજેન્દ્ર

કેમ શું છે અલ્યા? ધ્રૂજે છે કેમ?

નોકર

બાઈ સાહેબ એમના ખંડમાં નથી.

રાજેન્દ્ર

તે બીજા ખંડમા હશે, એમાં આટલો ધ્રૂજે છે શું?

નોકર

જી, ક્યાંક નથી!

રાજેન્દ્ર

ક્યાંય નથી એટલે? ક્યાંય ગયાં છે?

નોકર

ચાલ્યાં ગયાં લાગે છે. કાલે સાંજે જ એમણે સામાન બાંધીને મોકલાવી દીધો લાગે છે. એમના ઘેરથી એક ગાડું પણ આવ્યું હતું!

રાજેન્દ્ર

ત્યારે બોલ્યો કેમ નહિ? મૂરખ! ઠીક, કારકુનને બોલાવ જા, તાર બાર કરીએ।

વિપિન

રાજેન્દ્રભાઈ! આપણે સૌ એક બીજાને ઘડવાનો પ્રયત્ન કર્યા કરીએ છીએ, તેમાંથી એક ભયંકર અસત્ય જન્મે છે, એનું આ પરિણામ છે. કોઈને ઘડવા માટે—આપણે આપણા વિચારોને, તદ્દન શુદ્ધ નિર્મળ સત્ય તરીકે સ્વીકારીએ છીએ., વિચારદ્વારા આવી ભયંકર હિંસા—એ આ જમાનાનું પુષ્પ છે. કારણ કે આપણે શસ્ત્રો તો તજ્યાં છે. પણ કોઈના મતભેદને સહન કરવાની અશક્તિ એ શું ખરેખર વિચારનું

સામર્થ્ય છે કે નબળાઈ છે? તમને નથી લાગતું કે નવા જૂના જમાનાએ, નવાજૂના સંસ્કારોએ, નવાજૂના વિચારોએ, નવાજૂના માણસોએ એક બીજાને ખરી રીતે સમજવાનો પ્રયત્ન કર્યા વિના જ એક બીજા તરફ કાદવ ઉછાળવાનો—વાણીનાં શસ્ત્રોદ્વારા વ્યાપક હિંસા કરવાનો, પ્રયોગ કર્યો તેનું આ પરિણામ છે? તમે લક્ષ્મીબહેનને સમજવાનો શો પ્રયત્ન કર્યો?

રાજેન્દ્ર

જ્યાં કાંઈ સમજવાનું નથી ત્યાં પણ સમજવાનું?

વિપિન

There you are—આ જ હિંસા છે. કોઇપણ મનુષ્યને જે વસ્તુ વારસામાં મળેલ છે, તે એ એકદમ શી રીતે તજે? તમને ખબર છે કે લગ્ન એ અખતરો ન હોય. લગ્નને, જે જીવનવ્યાપી સહાનુભૂતિ કેળવવાનો—ને સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન ગણે, એ વહેલેમોડે કાંઈક મેળવે. બાકી જેનામાં ધીરજ ન હોય—સ્ત્રીને સમજવાની કે પુરુષને જાણવાની—એના માટે લગ્ન—નવી રીતે કરે કે જૂની રીતે કરે—પણ એ અફળ જ થવાનાં! દોષ રીતમાં નથી, દોષ માનસમાં વસ્યો છે!

રાજેન્દ્ર

આમાંથી કદાચ મનુષ્ય એવા નિશ્ચય ઉપર આવે કે લગ્ન ન કરવામાં જ, સાચાં લગ્ન રહ્યાં છે, તો મને એ શક્ય લાગે છે.

વિપિન

લગ્નમાં તમે ગમે તે અખતરો કરો, ગમે તે પ્રયોગ

કરો, જેટલી માનવતા તમે સાધી હશે એટલું જ સત્ય તમને મળશે અને એટલી જ શાંતિ મળશે.

[ નોકર કારકુન સાથે પ્રવેશ કરે છે. એના હાથમાં એક ચીઠ્ઠી છે. ]

રાજેન્દ્ર

લે ! વિપિન ! આ લલિતાની ચીઠ્ઠી છે !

વિપિન

હેં ? લલિતાની ચીઠ્ઠી ? શું લખે છે ?

રાજેન્દ્ર

લખે છે, આર્થિક સ્વતંત્રતા મેળવવા માટે મારે એક 'ટ્યુશન' જોઈએ છીએ. તમે એમાં મદદ કરશો ?

વિપિન

નવાઈની વાત ! હમણાં થોડા વખત પહેલાં આપણે સૌ એક એવા આકાશી વાતાવરણમાં રમી રહ્યા હતા કે જ્યાં જીવનનો કોઈ પ્રશ્ન જ જાણે ઊભો થતો ન હતો. તમે, લલિતા, હું, સૌ પેલી હોસ્ટેલની ઓરડીમાં જ્યારે કોઇ પણ વિષયની ચર્ચા કરતા, ત્યારે ખબર ન હતી કે, જીવન, આ ચર્ચાથી ઘણું ઘણું જુદા પ્રકારનું છે ! જીવન ને કેળવણીનો આવો વિસંવાદ સ્થાપવાથી તો આ બધાં પરિણામ નહિ આવ્યાં હોય ?

રાજેન્દ્ર

કોને ખબર છે કે આ શાનું પરિણામ છે ? પણ કોઈકનું પરિણામ તો હશે જ નાં ? લક્ષ્મી—એને ઘેર ચાલી ગઈ. લલિતા—અહીં ચાલી આવી, હું છતી સ્ત્રીએ બેવકૂફ બન્યો. લલિતા—છતા પતિએ મૂરખ બની. આ બધું

જે રીતે બને છે—એ રીત કાંઈ આજે નવી નથી જન્મી. એ તો ચાલતી આવે છે.

વિપિન

એટલે તો એ પ્રશ્નને જે લોકો આધુનિક પ્રશ્ન કહીને છણાવટ કરે છે એમને ફીફાં સિવાય કાંઈ મળતું નથી. એ પ્રશ્ન—જીવન અને મરણ જેવો, સંસારનો અનાદિ પ્રશ્ન છે. ને એને એ રીતે છેડવો જોઈએ, તો કાંઈક ઉકેલ મળે. જે લોકો એને અર્થશાસ્ત્રનો કે સમાજશાસ્ત્રનો પ્રધાન પ્રશ્ન ગણ્યા કરશે એને ફીફાં જ મળવાનાં છે. એ પ્રશ્ન છે મુખ્યત્વે માનસશાસ્ત્રનો.

રાજેન્દ્ર

પણ લલિતા—બોલ. લલિતા ભણેલી ન હતી?—એ કેમ સંસાર ચલાવી ન શકી?

વિપિન

કારણ કે એને મન મોટર ચલાવવી ને સંસાર ચલાવવો બન્ને સરખું હતું માટે. સામે માણસ છે—તમે જે માણસને મેળવો, એને એના હૃદયને માટે મેળવો. એના હૃદય સાથે હૃદય મળે તો જ સંબંધ બાંધવાનો પ્રયત્ન કરો. તો એમાંથી તમને સંસારસફળતા મળે. પણ સમાજ—અર્થશાસ્ત્ર—મોજશોખ—વિલાસ—વિચારદારિદ્રય—અને વિચારવાયુ—એ સઘળાંએ બિચારા હૃદયને કોણ જાણે ક્યાં ફેંકી દીધું છે. એનું આ પરિણામ. જ્યાં સુધી લગ્નને આધ્યાત્મિક જરુરિયાત તરીકે સ્વીકારવામાં નહિ આવે—ત્યાં સુધી ગમે તેવાં સફળ લગ્ન, પણ અફળ જ હશે.

રાજેન્દ્ર

પણ આ તારું આધ્યાત્મિક છે શું?

વિપિન

મશીનયુગમાં જેવી હાથકારીગરીની વાત છે, વિજ્ઞાનયુગમાં જેવી કુદરતની વાત છે, ભયંકર હથિયારો વચ્ચે જેવી સામાન્ય સમજણની વાત છે, તેવી અનેક પ્રલોભનો વચ્ચે ટકવા મથતી આ આધ્યાત્મિકવૃત્તિની વાત છે. એ દુઃસાધ્ય હશે. અશક્ય પણ નથી, ને આકાશકુસુમવત્ પણ નથી. જીવનવ્યવસ્થા કરવા માટે વહેલેમોડે એને આશરે ગયે જ છૂટકો છે.





